બનામે ખુદા.

# તકદીરનો તૉર





ત્રણ અંકી

—:o:—

## ઇરાની-પારસી સંસારી નાટક.

—:o:—

કર્તા

મીસીસ આલાં દારાશાહ ગોરેગામવાલા.

"અસલી ઇરાની."

જુલાઇ ૧૯૨૭.

કીંમત રૂા. ૧.

અનાદિ ખુદા.

# તકદીરનો તૉર



ત્રણ અંકી

—:૦:—

## ઇરાની-પારસી સંસારી નાટક.

—:૦:—

કર્તા

મીસીસ આલાં દારાશાહ ગોરેગામવાલા.

"અસલી ઇરાની."

---

જુલાઇ ૧૯૨૭.

---

કીંમત રૂ. ૧.

# પ્રસ્તાવના.



પ્રીય વાંચક,

આ નાટક મારી પહેલીજ કોશેશનું પરીણામ છે, અને સંસારી અગવડોને લીધે, ત્રણ વરસે પુરો કરવાને હું શકતીવાન થઇ છું, તે માટે પરવરદેગારના હઝારો શુક્રાના કરૂં છું, કહેવત છે કે "લખનાર ચુકે ને તરનાર ડુબે" તેમ મારી પણ આ લખાણમાં ભુલો હશે. જે ઉપલી કહેવત મુજબ વાંચકને દરગુજર કરવા કહું છું. આ નાટકનો ત્રેજીક તેમજ કોમીક પ્લોટ મારા પોતાનાજ ભેજાંનો યાને ઓરીજીનલ છે, અને કોઇપણ ચોપડીના તરજુમાનો યા ઉતારાનો એમાં જરાક પણ સમાવેશ કીધો નથી. તેમજ ગાયનો પણ મારી યથા શકતી મુજબ મેંજ જોડેલાં છે અને તે ખેલના પ્લોટને બરના થઇ પડશે, એવી હું ઉમેદ રાખું છું.

લી○ દુવાગીર,
"અસલી ઇરાની."

ગીરગામ તેરેસ, ગીરગામ.
મુંબઇ તા○ ૧૧ મી મે ૧૯૨૭.

# નાટકના પાત્રો.

## પુરૂષ પાત્ર.

**મેહેરવાનજી કુચબીચોગી**—એક બુઝરગ, નેક, સારા વીચારના, ઠંડા સ્વભાવના તવંગર ઇરાની શેઠયા. હાલ ઉદવાડાના રહીશ.

**સોરાબ દારાયસ મુંદેગાર**—એક જવાન ખુબસુરત, નેક ચલનને, ઇરાની વેપારી. શીરીનના હાથને ઉમેદવાર. પાછળથી મેહેરવાનજીનો દીકરો.

**કાવશ કસરવેજ**—એક ઉઠાવગીર, લેભાગુ, પોતાને ડેનટીસ્ટમાં ખપાવતો, લુચ્ચો જવાન. શીરીનના હાથનો ઉમેદવાર.

**નરીમાન નોર્ચો**—હસમુખો, ભલો, ભોલો પણ કમઅકલી, ઘરડે ઘડપણ પરણવા નીકલેલો, બેવકુફ બુઘો. મેહેરવાનજીનો કારભારી.

**ફીરોઝબખ્ત**—મેહેરવાનજીનો એક લાગણીવાલો ભલો સમજુ મહોમેદન દોસ્ત.

**ઇજીકાકા**—રતી રતાલુખાઉનો ચકમ બુઘો કાકો.

**પાહુલી પહેલવાન**—ઈજીકાકાનો ભાડુત, અને પુતલીબાઇના ધણી.

**ડાકટર ઘાંસ**—ઉદવાડેનો એક ફીરંગી ડાકટર.

**ગોપાળ**—આલુબાગનો માળી.

**ડી સીલવા**—મેહેરવાનજીનો કુક.

**રામો**—એક ખેડુતનો છોકરો, રાધાનો ભાઇ.

નોકર ચાકર વગેરે.

## સ્ત્રી પાત્ર.



તેહેમીના—મેહેરવાનજીના નેકખસલત ધણીઆણી.

શીરીન—મેહેરવાનજીની કરી લીધેલી દીકરી, પાછળથી સોરાબની ધણીઆણી.

મેહેરબાનુ—તેહેમીનાની નીમકહલાલ દાસી.

રતી રતાલુખાઉ—ગામડયન અઘોડ બાનુ. ઇતરનું હાલ્લું, પાછળથી નરીમાનની ધણીઆણી.

ધના-જીલા—શીરીનની સહીઓ.

પુતલીબાઇ—ઇજીકાકાના લંગડા ભાડુત, પાહલીના ધણીઆણી.

રાધા—એક ખેડુતની છોકરી, રામાની બહેન.

કોશોશા—રતીની આયા.

મળતાઓ, બટલર, પોલીસ સીપાઇ વગેરે.



## સ્થળ.

### ઉદવાડા.



# અર્પણ પત્રીકા.

મ્હારા અતી વહાલાં મરહુમ બહેન શીરીનબાઇ આ○ દારૂવાલાને, તેવણુની સંસાર પ્રત્યેની અઠાગ વફાદારીની યાદમાં મુજ નાકેશ તરફની આ અદના પહેલી કોશેશ અર્પણ કરૂં છું અને દુવા ગુજારૂં છું કે પરવરદેગાર તે મરહુમના રૂહને બહેસ્તમાં શાંતી બક્ષે.

શ્રી પાક દાદાર અહુરમઝદની મદદ હોજોજી.

# તકદીરનો તૉર

## અંક પહેલો.

—:૦:—

### પ્રવેશ પેહલો.

સ્થળ—ઉદવાડા.

### ગાયન ૧ લું.

**બંદગી.**

[દેખાવ સહવારનો. મેહેરવાનજી પોતાના ડ્રોઈંગ રૂમમાં બેસી લખે છે. કારભારી નરીમાન નોર્યો આવી પોસ્ટ મારફતે આવેલાં કાગજ મેહેરવાનજીને આપે છે, પછી ત્યાંજ પોતે થોડે છેટે બેસી શીક્ષક વગર ઇંગલીશ પોતાના મનથી શૉર્ટમાં બનાવી શીખે છે.]

**નરીમાન**—આ તો ફર્સ્ટ પ્રાઇમર કહેવાય. (આંગળી કરી) પી. આર. આઇ. એમ. ઇ. આર. પ-રા-ઇ-મ-ર, એટલે પ્રાઇમસ. (ચોપડીની બહાર જોઈ, લોકો તો કહેચ કે અંગ્રેજી શીખવાનું ભારી છે પણ, મને તો ઘણું સહેલ્લું લાગેચ). ચાલો હવે આગળ ચાલીએ.

એઇ...ઇચ. આ. ડબલ્યુ = હાઉ એટલે કેમ, કેમ છેવ! (ચોપડીની બહાર ડોકીયું કરી) હું કુતરો હાઉ કરીને ભસેચ તે યાદ રાખીએ તો કેમ! જરા...આ ભારી તો છે. (હાથમાં ચોપડી પકડી ઉભો થઈ) મારા મગજમાં જલદીથી અંગ્રેજી બોલો યાદ નથી રહેતા. અંગ્રેજીને શૉર્ટમાં બોલવા ગુજરાતી બીજા, ત્રીજા, ભલતા બોલો જોડી કાઢું

કે જલદીથી આવડી જાય. પછી શીખી રહીને કોઇ નવસારી-
ની નહિતો ઉદવાડાનીજ છોકરીને ઘણો શીખેલો કરીને
એ દાણો પરાવી લેઉ. (વીચાર કરી) પ...ણ મુંબઇની
પોટટીને માટે તો મારે આશા રાખવીજ નહિ, હા કે!
જો કુંવારો મરી જાઉં તો ખોદાયજી પુછશે કે કેમ! તમે
પરણ્યા વગર, કાંઇબી સંસારી અનુભવ વગર આયા કેમ!
કરીને ગુસ્સે થશે (રડી પડે છે.) ને મને લોખંડના ચણા
ચવડાવશે તેથીજ હું બીહને પરણવા માંગુછ, નહિ તો આ
મારી પતંગીયા જેવી જીંદગીને શું છે. એ એ...એ (નાંખ
સાફ કરતાં) ઉં ઉં ઉં કોઇ બોલો, કે હાલમાં મારી
જીંદગી કેવી છે. (યાદ આવતાં) અરે પણ વખત નીકળી
જાયછ (આંખો નુછીને) બસ વાંચ, વાંચ ને વાંચ. રંગ-
રેજી શીખ, શીખ ને શીખ. એ. આર. ઇ. આર એટલે
ઓર, અથવા, તથા. વાઇ. ઓ. યુ. = યુ એટલે પહેલ્લેના
હાઉ બોલના જેવુંજ કંઇ મલતું લાગેચ. (માથે હાથ દઇ,
યાદ કરી.) કુતરાને હયુ હયુ કરીને બોલાવેચ તેમ. હવે
સાથે બોલી જોઉં, હાઉઉઉઉ આર હયુ, એટલે તમે કેમ છેવ.
(બે ચાર વખત બોલવાની કોશેશ કરે છે, તેટલામાં મેહેરવાનજી
બોલાવે છે.)

**મેહેરવાનજી**—લેઓ નરીમાન, આ કાગજ ભાણીયાને પોસ્ટ કરવા
આપો.

**નરીમાન**—(વાંકા વળી લઇ) હા સાહેબ.

(કાગજ પોસ્ટ કરવા આપી આવી, વાંચવાનું શરૂ કરે છે.
તેહેમીના દાખલ થાય છે.)

**તેહેમીના**—(મેહેરવાનજી આગલ જઇને) કેમ મેહેરવાનજી, કંઇ
હજુન તમારા દોસ્તના દીકરાનો પટટો નહિ મલે.

**મેહેરવાનજી**—મેલનો ટાઇમ તો થવા આવ્યોચ પણ હું લખવામાં
ગુંટાયોછ તે જરા ભુલી ગીયો. વળી પાછો, નરી-
માને ઘોટાલો કરી એવણને વરંડા પર તો નહિ
બેસાડી રાખ્યા હોય. લાવની જરા એવણને પુછ્યે
(નરીમાનને હાંક મારે છે.) નરીમાન તમે અહીંયા છેવ કે?

**નરીમાન**—હા સાહેબ, અહીયાંજ છું. કંઇ હોકમ.

**મેહેરવાનજી**—હા, પેલા બેહેલીનો દીકરો કાવશ, આજે સહવારના મેલમાં આવવાનો હતો, તે હજુન કેમ આયો નથી ?

**નરીમાન**—(વીચારીને) શેઠજી કોણુ...કો...ણુ જાણે, કદાચને ત્રેનને કંઇ એકશીડન્ટ તો નહિ થયો હોય !

**તેહેમીના**—(માથાંપર હાથ ફેરવી) અરે ઓવારીયુરે, કોઇના બચ્ચાંને એવાં શું શગન માગોછ.

**મેહેરવાનજી**—(રોબમાંજ) એકશીટન્ટ શાણો, ને બેકશીડન્ટ. તમે ભાણ્યાને નહિ તો કોઇ બીજા માણુસને, એવનને સ્ટેશનપર લેવા મોકલ્યાછ કે ?

**નરીમાન**—હા શેઠજી સહવારના પહોરમાં હું પોતે એ લોકને સ્ટેશનપર બેસાડી આવ્યો; ને માણુસોને કહ્યુંચ કે, જ્યાં સુધી ખરા કાવશજી આવે નહિ ત્યાં સુધી તમારે સ્ટેશન ઉપરથી બીજે કેઠે જવું નહિ ને પાછું એમ બી કહ્યુંચ કે તમારા લોકનું ઘરનું કામ હું પોતે કરી લેઇશ, ને પાછું એમબી કહ્યુંચ કે અંગ્રેજી ડ્રેસ પહેડેલો હશે; ને સેકન્ડ કલાસમાંથીજ ઉતરશે, તે ત્યાંજ સેકન્ડ કલાસમાં તમારે સર્વે જણાએ તીકીયાં કરવું, (માથું ધવડી) ને...છે...તે...છે...ને ખરા જેવો ઉતરે કે લાગલા બસ આપણા બંગલામાંજ ઘસડી લાવજો. પછી શેઠ, એથી વધારે શું બંદોબસ્ત જોઇએ.

**તેહેમીના**—બંદોબસ્ત તો બરાબર કીધોચ, ને થોડો ઘણો ઘોંટાલો કીધોચ તેનું કેમ ! એમ સમજો કે કદાચને પારસી ડ્રેસમાં આવે ને ફસ્ટ કલાસમાં આવે તો......

**નરીમાન**—અરે બાઇજી, એ માણુસને એના નામ ઉપરથી હું થોડો ઘણો ઓલખુંચજો, ફસ્ટ કલાસમાં કયાંથી આવે ?

**મેહેરવાનજી**—(વાંચતા વાંચતા દમ ભરાવી) વળી એવું એવું કોઇ સારા માણુસને બોલ્યા કે ?

**નરીમાન**—(સ્વગત) ઘણું સારૂ માણુસ. (જાહેર) નહિરે શેઠજી, હું બાઇજીને ધીરજ આપુંછ કે કાવશજી આય આવતા હોશે. હવે બરાબર ટાઇમ ભરાઇ ચુકોછ.

(તેહેમીના જરા પવન ખાવા બારી આગળ ઉભાં રહેછ તેટલા દુંકે રસ્તેથી પોતાના નોકરોને આવતા જોય છે, અને તડકાને લીધે પોતાના હાથનો ઓથો આંખને કરે છે.)

તેહેમીના—મેહેરવાનજી, આ શું. આપણા માણસો તો મુસાફરીનો સામાન લઇને આયા ને પેલા અણજાણ્યા ગ્રેહસ્થ છે તે કાવશજી હોવા જોઇએ.

મેહેરવાનજી—(બારી આગળ જઇ, નરીમાન પણ બીજી બારી આગળ જાય છે.) હા, એજ છે. મોટ્ટો મોટસે થઇ ગીયોછ, જ્યારે પહેલ્લે એના બાપ સાથે આવેલો, ત્યારે તો ઘણો નાહલ્લો ઉતો જો, પણ મોઢાં ઉપરથી તરત ઓળખાયછ, એજ છે. જાઓ નરીમાન, એવણને જરા વરંડાપર લેવા જાઓ, ને સરસામન બરાબર ઉતાડો.

નરીમાન—વારૂં શેઠજી. (જાયછ તેટલા કાવશ સાંમે મલે છે.) સાહેબજી કાવશજી શેઠ, સાહેબજી.

કાવશ—(રોબમાંજ) સાહેબજી.

નરીમાન—મી૦ કાવશજી, તમે તો ઘણાં લાંબાં આવરદાનાં લાગોછ, હમણાંજ બધાંએ તમોને યાદ કર્યાં, કે હજુન આયા કેમ નહિ.

કાવશ—જરા મેલને આવતાં લેત થયું. પ...ણ તે બધું હું તમોને પછી કહેવશ. (મીજાસ કરી ઉભો રહેછ.)

નરીમાન—વારૂં સાહેબ, અંદર આવોની. શરમાઓછ શાણા. બહાર કયાં સુધી ઉભા રહેશો. (અંદર લઈ જઇ) શેઠજી, આ તમારા પરોણા આવ્યા છે.

મેહેરવાનજી—(શેકહેન્ડ કરતા) આવો કાવશજી, સાહેબજી.

કાવશ—સાહેબજી મેહેરવાનજી. (બેસે છે.)

મેહેરવાનજી—કેમ, કેવી ખબર!

કાવશ—આપ સાહેબની મહેરથી ખાઇ પીને મજાહમાં છૈયે. (તેહેમીનાને બતલાવી) આ એવણ કોણ?

મેહેરવાનજી—માહરા ધણીઆણી તેહેમીના. આવો તમોને એવણની સાથે ઓળખ કરાવું.

કાવશ—હાજી. મોટી ખુશીથી.

મેહેરવાનજી—તેહેમીના, આ મારા જુન્ના દોસ્ત બેહેસ્તી બેહેરામજીના દીકરા કાવશજી.

તેહેમીના—સાહેબજી દીકરા.

કાવશ—સાહેબજી તેહેમીના, હું તમોને જોઇને ઘણો ખુશી છું.

મેહેરવાનજી—મી૦ કાવશજી તમોને જરા ટ્રેનની થાક લાગેલી લાગેચ તેથી હમણા જરા વાત કરવાનું મોકુફ રાખીને તમે જરા નાસ્તો પાણી કરી, આરતે રહી તમારી થાક ઉતાડીને આવો. પછી આપણે તાહેલા મારશું. હમારા નરીમાન તમોને તમારો રૂમ બતલાવશે; અને તમોને કંઇબી જોઇતું હોય તો જરૂર જણાવશો.

કાવશ—તમો મુરબ્બી કહોચ તે બરાબર છે; પણ જરા મારૂં આટલુ સમજીને જશો તો મેહેરબાની.

મેહેરવાનજી—હા, મોટટી ખુશીથી.

કાવશ—હું જ્યારે વેલાતથી આવ્યો ત્યારે લાંના તથા પેરીસના થોડાં સુંદર વાઝીઝો, નાના સ્ટૅચ્યુઝો તથા ઘેર સંગારની થોડી ચીજો લઇ આવ્યો હતો. તેમાંથી થોડી તમોને પ્રેઝન્ટ આપવા માટે લાવ્યો છું. જે આપ સાહેબ ગરીબની એટલી ચીજો સ્વીકારશો.

મેહેરવાનજી—થેંક્યું, વેરી મચ. તમોએ જે મારે માટે તકલીફ લીધીછ, તે માટે હું તમારો ઉપકાર માનું છું. પણ આપણે એ પારસલ જરા પછી નચીંતે ખોલશું.

કાવશ—જેવી તમારી મરજી. (નરીમાનને) મારા ટ્રાવૅલીંગ લગેજમાંથી પેલો નાંધનો નેતરનો કરંડીયો છે તે જરા અહિયાં લાવીને મુકો.

નરીમાન—વારૂંજી. (પારસલ લાવી મુકે છે.)

મેહેરવાનજી—(કંઇ એકદમ યાદ આવતા) તેહેમીના, આપણી શીરીન ક્યાં છે, કંઇ આજે સવારની દેખાતી નથી.

તેહેમીના—એ તો રોજ બાગની ખબર લેવા જાયછ, ત્યાં ગઇછ. પણ આજે એને ફરવા જતાંજ મોડું થયુંછ, તેથી આવશેબી મોડીજ.

કાવશ—(અચંબો ખાઇ) શીરીન કોણ?

તેહેમીના—મારી દીકરી.

કાવશ—(સ્વગત) મજા છે ત્યારે તો, આપુણે દોઇયા ઓકાવતાં હવે કંઇ વાર નહિ લાગવાનો, હાલને હાલ બગીચો ક્યાં છે ને શીરીન બીરીન કોણ છે તેનેજ જરા પતાવી સમજાવી

લૈયે તો પછી આપણી મતલબ સહેલાઇથી પાડ પડશે. (જાહેર) હં હં...હં શું તમારી દીકરીબી છે. હું તો તમે બે જણાજ છેઓ, એમ સમજતોથો.

**તેહેમીના**—નહિજી, હમારી ઓવાઇ નવાઇની એક પુરી લાડકી દીકરી છે.

**કાવશ**—(સ્વગત) વધારે સારૂં. (જાહેર) ચાલો સાહેબજી. મેં તમો લોકને વધારે ખોટી કીધાં તે માટે દલગીર છું.

**મેહેર-તેહેમીના**—તેનું કાંઇ નહિ.

(સાહેબજી કરી સર્વે છુટા પડે છે.)

---

## અંક પહેલો.

---

## પ્રવેશ બીજો.

---

### સ્થળ—ઉદવાડા.

(પહાડોની ઘેકન અને ગીચ ઝાડોની અંદર એક નાનું સુંદર કાટેજ દીસે છે. સીટીંગ રૂમમાં ઈજીકાકા બેઠેલા છે.)

**ઇજીકાકા**—(તપકીર સુંઘતા સુંઘતા, જરાક થાક ચઢી હોય તેમ રતીને હાંક મારે છે.) દીકરી રતાં, જરા અહિયાં આવતો (પાછું) રતાં ઓ રતાં કહાં ગઇ.

**રતી**—(દોડતી, દોડતી હાથમાં વાતની ચોપડી લઇ ખોટી ધરપચ કરતી આવે છે.) વરી તમોને શું થયું ? (સ્વગત) મરે મારી અધુરી વાતબી પુરી નહિ કરવા દેતાં જો (જાહેર) કાકાજી શું છાતીમાં કૅમ્પ ભરાઇ ગયું કે ?

**ઇજીકાકા**—નહિરે તું વરી એવી દુઆ કાં માગેચ; દહ વરહના દુઃખને તું વરી કહાં યાદ દેવરાવેચ. દીકરી મેં મારો કેટલો પઇહો ડાકટરોને ને ગામેગામની દવા કરવા હારૂં ગાડીભાડાંઓમાં, એ દુઃખ પાછળ પાપડીની કાની ખરચ્યોછ, તે તું કયાંથી જાણે. છેલ્લે તો મને છેક મુંબઇવેર જતું પડીયું ને ત્યાં મોટા મોટા ડાકટરોએ મારા ખુબ પઇહા ખાધા. કોઇના હાથે જરાક ફરક પડે ને એ બધું પાછું ને પાછું ઉભરાય જ કરે.

રતી—બસ, બસ કાકાજી હું સમજી ગઇ. એમ કરીને વળી તાહેલા મારવા મને બોલાવી—તમે તો હવે સારીકાની દીસોછ. ચાલો હું જાઉછ.

દજીકાકા—નહિ, નહિ દીકરા; જરા હમજી તો લે. પછી નાહ્લા નાહ્લા ડાકટરો કરવાનું મેં છોડી દીધું. કારણ મારા એક દોસ્તે કહ્યું કે તમે એમ. ડી. ડાકટર આગળ જાવો; તેવણ જરા ફી વધારે લેહે પણ તમોને જરૂર હારા કરહે. આપણે જોયું કે દુ:ખ આગળ પઇહો શું છે? કરીને પેલો ડાકટર જે વેલાત, અમેરીકા, આફ્રીકા કે અરબહતાન (યાદ કરીને) કહાં કોણ જાણે જઇને એમ. ડી. ની ડીગ્રી મેળવી આવેલો તેની પાહે ગયો. ને ખરૂં કહું, એમ. ડી. એતો મજેની દવા આપીને કરેમ્પ બરેમ્પ (આંખ વીચીને) અંદર છાતીમાં ભરાઇ જતુંથું, તે બધું બહાર નીકળી ગયું ને આપરે તો બા હારા થઇ ગીયા. દીકરી, તું જાણે જો હવેથી એ દુ:ખની યાદ આપી તો. હવડા તો મને જરા થંડી જેવું ભરાઇ આવેની તેવું લાગતુંથું.

રતી—પણ હમણા તમે કેમ છેવ, તે બોલ્લી દેવોની કે પંચાત ઓછી. મરે મને બધુ કામ કરવાનું પડેલું છેને.

દજીકાકા—દીકરી, હમણા તો તદન હારીકાની છેઉ. પણ દીકરી આજે મારાથી બજારમાં નહિ જવાહે; તે તું કંઇ હુકકું પાકકું નહિ રાંધી નાંખે!

રતી—(મીજાશમાં) દરીએ ભણુવાબી નહિ જવાના કે શું! (સ્વગત) જરા પટે તો મારી વાર્તા પુરી કરૂં.

દજીકાકા—નહિરે, જરા મારો રોજનો ટાઇમ થહે ને ભણવા તો જવાહ. રતી, હવે તું કંઈ હારી હારી વાત કર નહિ તો એક ખોદાયજીનું ગીત ગા.

રતી—કાકાજી મને પહેલ્લે ગાવા ગમેછ, પછી સારી સારી વાત કરશું. (ગાય છે.)

ગાયન ૨ જું.

(ગાઇ રહ્યા બાદ)

રતી—(જાણી જોઇ કાકાજીને તેવણના ધણીયાણી યાદ દેવરાવે છે.) વારૂં કાકાજી, હું એમ કહું કે મારા બીચારા કાકીજી તો

ઝુખ્યાં હતા. કેમ ! ને વરી નવસારી વેરથી ઉદવાડામાં પોતાના બાવાના કાકાના દીકરાને કુતવા આયાં; ને એ પોતેબી બીચારા તેવનની પછવાડે થોડા દહાડામાં મરી ગયાં.

દાજીકાકા—દીકરી મારા નહીબમાં રંડાપો ઓહે તે કયાં જાય?

રતી—પણ, કાકાજી એવન મરી ગીયાં તો ભલે, પણ એવને મને પરણાવાની વાત કીધેલી તેબી એવન તો કંઇ ખુલાશો કર્યા વગર ખુદાઇજીને ત્યાં પોતાની સાથેજ લઇ ગીયા શું? તમુને કંઇ તે છોકરાંનું નામ નીશાન આપી ગયાછ?

દાજીકાકા—નામ હું, ને ઠેકાણું હાનું? એ મરતી વખત હું કહી ગઇ તે હું તો કંઇ જાણતોબી નથી.

રતી—ત્યારે તો ડોસાં પોતાની સાથેજ નામઠેકાણું આખરે લઇ ગીયાં.

દાજીકાકા—હં હવે હમજીઓ, જરા તું ખુલાહો કરીને બોલની કે તારે માટે કાજ બાજ હોયેલું, હું તો જાણતોબી નથી. મારી પુતલી તો એવી ભલી, દીકરા, કે હઉનું હારૂં જોવા તૈયાર. ખુદા જાણે કે કોણ કોણનું એને હારૂં કીધું ઓહે. બીચારી મરતાં મરતાંબી એવા હાદી રામહનીના કામ કરવા ગઇ; પણ બીચારીનું પાડ પડયું નહિ જો...(રડી પડે છે.) ઓ પુતલી તું, હું કામ મરી ગઇ? તેં...એ તો લોકે લોકનું ભલું કીધુંછ જો.. ને તારા વગર મારા હાથપગ તો તદ્દનજ ભાંગી ગયાછજો. (દચકાં ખાતાં અં અં ઉઉઉ) પછી તો......તારા કારજનું હું થયું દીકરી?

રતી—અરે, જરા મુગા રહો. સમજો, તમે તો જાણોછ કે હું મારી કોઠરીમાં નવસારી ગામમાં એકલી સુખી તો હતી. તેવામાં એક દહાડો તમારા બહેસ્તન ધણીઆણીએ એક મોટ્ટું જેવું કાગજ લખીને જણાવ્યું કે દીકરા હું મારા બાવાના કાકાના દીકરા જેવણ ઉદવાડામાં ગુજરી ગીયાછ તેવનને પગે લાગવા જાઉંછ.

દાજીકાકા—(વચ્ચે) અરે, કાકાના દીકરાને પગે લાગતા તો પોતેજ બીચારી મરી ગઇઇઇ (રડે છે.)

રતી—અરે વચ્ચે રડો ના, મારી કાંહની તો જરા સમજો.

દાજીકાકા—(આંખો લુંછી) હા, હા હમજાુછ, બોલ આગળ દીકરા.

રતી—ને એમ લખેલું કે થોડા દીવસની વાતપર તું મને મલવા આવીતી, ત્યારે મેં જે પેલા છોકરાની વાત તારી આગળ કીધેલી કે ઉદવાડામાં તારે વાસ્તે એક ખાનદાની છોકરો સોધી કાઢયોછ, જે કાર્જ તારે લાયકતુંજ છે, તેનબી આપણે એ મસે જેતા આવશું.

દાજીકાકા—એટલે કે, એક કાંકરે બે પક્ષી બીચારી મારવા ગઇ.

રતી—હા, એમજ ને વરી એમ લખેલું કે જો કંઇ ત્યાંજ નક્કી થઇ જશે, ને આપરાથીબી બનશે તો ત્યાંજ ચાર ચોખાબી પરાવી આવશું.

દાજીકાકા—અરે પુતલી, તું કેટલી ભલી; અરે કેટલી ભલી (રડે છે.)

રતી—અરે ભલા શાણા? મારૂં કાર્જ તો બરાબર ગોઠવ્યા વગર ચાલી ગીયા ને વળી ભલાં! હું ચાલીસમાં બે કમની નાદાન છોકરી, નવસારીના છટ્ઠા ખુણામાં ગગરી રહેલી ને એવન પરણાવા નીકળ્યા. નકામાં સુતેલા સાંપને જગાડીને પોતે તો પોબારા માપી ગીયા. હું તો મુઇ પરણવાના નામપર પુરો મુખીનેજ બેઠેલી, કે ગામમાં પરણીને કોણ સુખી થયુંછ કે વરી હું થવશ.

દાજીકાકા—એમ નહિ બોલ્યે. હઉ હારૂંજ થહે.

રતી—ને...એ હું તો એવનના કહેવા પ્રમાણે તમારા લોકની સાથે ઉદવાડામાં આવી, ને એવન તો કહેવા લાગા જે આજ તો મુરત નથી, કાલે તો શનીવાર છે, પરમ દહાડે તો અમાસ છે, ચોઠે દહાડે તો કારી ચૌદસનો ભારી દહાડો છે. એમ કરીને પોતેજ સારે દહાડે ઘસડાઈ ગયા. હવે મારૂં કાર્જ કોણ સોધશે? કાકાજી. (બેઉ જણા સાથે રડે છે.)

દાજીકાકા—(રડતાં રડતાં) દીકરી, રડના; હું કારજવાલીને નહિ તો કોઇ મારા ઓળખાન પીછાનવાલાને. તારૂં કારજ હોધવા કહેવા; નહિ તો કયસરમાં નહિ તો જામેમાં હાદી રામહની આવેચ તેમાં હું પોતે વાંચી જોવા ને તુંને કંઈબી કરી ઠેકાણે પાડા. હું કંઇ તારી કાકીની હાથે મરી નથી ગીયો. બહેસ્તન વારંવાર કહેતીથી કે 'દાજીભાઇ. દીકરી તો હાહરેજ હોબેજો. લોકો છોકરીઓને કુંવારી રાખેચ તે મને

જરા ગમતું નથી, જો હું તુને પરણાવા તો એનું રૂહબી ખુદાયજીને ત્યાં ખુશીજ થહે. ને કેહેશે કે મારૂં અધુરૂં કામ મારા હેતવંતા ધણીએ પુરૂં કીધું.

**રતી**—વારૂ કાકાજી. પણ કોઇ સારોજ શોધજો. નહિ તો કાકીજી બોલતાતા તેમ નહિ થાય જો (થોડું ગાય છે.)

કુંવારૂ રહેવું બહેની ઘણુંજ સારૂ
બરી ગીયુ પરણવાનું—ઓ માયજી બરી
સારે ઠેકાણે પરણ્યે, તેમ નાહ તો
જુગ જુગ રડવાનું—ઓ માયજી—જુગ

**દાજીકાકા**—તું ના ગભરા, તું કહેચ તે બરાબર છે, હું તો કોઈ તારે લાયકનોજ, તારા હભાવને મલતો ગરીબજ હોધા. તુંને મોઢાંયર પાઉડર ને બાલને કલબ લગાડવા દે ને કોઇ દહાડો ખોટા દાંતબી પહેરવા દે તેવો નાય, ગોલાબ જેવો હોધા. ચાલ, હવે મારો દરીયે જવાનો ટાઇમ ભરાઇ ચુકોછ. (એક ટીપોઇ ઉપરથી ભણવાની ચોપડી તથા પાઘડી લઇ) દાહેબજી, રતી દીકરા, તુ રોજ રાંધીને પરવારીને તૈયાર થાયચ તેમ નાહી ધોઇ જલદી પરવાડી જા.

**રતી**—વારૂં કાકાજી. વહેલા આવજો. ઘણું તરકામાં ઉભાં રહીને ભનતાના નહિ તો કેમ્પ આવશે.

**દાજીકાકા**—હું ! હું ! ( છેડાઇ.)

**રતી**—મકું જો માથું બાથું દુઃખી આવશે.

**દાજીકાકા**—તે હું તો દીકરી છત્રી ઓઢીને એક મોટટા પથ્થર ઉપર બેહું છ.

**રતી**—ઘણું સારૂં. ( છુટટા પડે છે. )

---

 

# અંક પહેલો.

## પ્રવેશ ત્રીજો.

### સ્થળ—ઉદવાડા.

[ ફળફળાદીથી ભરેલો આલુબાગ—શીરીન, મેહેરબાનુ, ધના, અને જીલાનું બાગમાં ફરવા આવવું. કાવશાનું પણ ભરાતું છુપાતું આવવું. બે બાળકો ઝાડની નીચે બેસી પોતાનો નાસ્તે ખાય છે. ]

**મેહેરબાનુ**—(બાળકો આગળ જઇ) એ પોરી તુમચા નામ શું રે?

**રાધા**—માઝા નાઉ રાધા.

**મેહેરબાનુ**—અની એ પોરા કોણ? એચા નામ શું હય?

**રાધા**—એ માઝા ભાઉ. એનચા નાઉ રામા.

**મેહેરબાનુ**—(મોટેથી હસીને) અરે શીરીન, જીલા, ધના અરે અહિયાં આવોરે! આ ઘાટીના પોર્યાંઓ મારા મોથા દોસ્ત બન્યાછ. એકનું નામ રાધા ને બીજાનું નામ રામો.

(સર્વ જણા મેહેરબાનુ આગળ જાયછ. દોડતાં શીરીનનો રૂમાલ પડી જાય છે. જે કાવશા અલગસે ઉંચકી લે છે અને ઝાડની પછવાડે પાછો સંતાય છે. પણ મેહેરબાનુ તથા રામો કાવશાને રૂમાલ ઉંચકતા જુએ છે.)

**જીલા**—ચાલો, આપણે પેલા પોર્યાના માથાં ઉપરથી ટોપી ઉચકી લઇએ. જોઇએ શું કહેય, જરા મજ્જાહબી પડશે.

**કાવશા**—(સ્વગત) પોરી તો કેવી જબરી છે. ગોરાનીની હોય તોજ આવું હીંમતભર્યું કરે.

**ધના**—હા. જા, જા, ગમત પડશે. જોઇએ કંઇ રડવા તતરવા મંડી જાયછ કે!

**કાવશા**—(સ્વગત) આ તો કઠણ હૈયાની પોરી લાગેછ, આગળ રહીને રડાવેછ, કોઇ કસઇ બસઇની છોકરી હોશે.

**શીરીન**—(જરાક ગુસ્સેથી) નહિ, નહિ, બચ્ચાંને સતાવવામાં શું ફાયદો, ચાલો, આપણે એ લોક સાથે બીજી વાત કરીએ.

**કાવશા**—(સ્વગત) આ તો ખરેખરી હાતમ દીલની દુરૂન છે. અને લોહીબી તો ઝનુની ઇરાનીની માફક ઉકરેછ; લગાર ખુંનીબી હોય તો કોણ જાણે, મારા બાપ, પણ આપુંને શું કામ છે;

જોઇએ તો ઉકળે ને જોઇએ તો થંડુ પડે. આપુને તો બા આ દોઢીઆ મહ્યા કે આય પાછા વેલાત.

જીલા—હા, શીરીન કહેછ તે બરાબર છે.

ધના—મનેબી જુના બચ્ચાંઓને છેરવા ગમતું નહિ જો. આખર કરે ને બચ્ચાંજ, અમસ્થા ગભરાઇ બભરાઇ જાય તો કયાં પણુચાતી.

**શીરીન**—(આગલ જઇ) તુમચા આઇ બાપ હય કાય?

રાધા-રામા—હા હય, બાઇજી.

જીલા—(રામાની નાથલી સારંગી તરફ હાથ કરીને) એ લાંમ લાંમ લાકુંડચા તારવાળા કાય હય?

કાવશ—(સ્વગત) તારૂં માથું.

રામા—એ માઝી ગાણા બજવાયચી સારંગી હય, મી બજાવતે આની માઝી બહેની એ છમછમયા ગેવુંન ગાના મનતે.

કાવશ—(સ્વગત) ઉઠી મરની, ગાણા ને બાણા, મારે આ પોટટી આગળ મારી વખાણનું ગાનું ગાવાનું છેને.

રાધા—(ચાળામાળા કરી વચમાં બોલી ઉઠી) અમી બજાવતે તો હમાલા પૈસા મીલતે એ......ઙ પૈસા.

ધના—(નખરાં કરી) કેમ, સુકયાણી મ્યુઝીક ને બે તારની સારંગી સમજવીછ કે?

કાવશ—(સ્વગત) નહિ, નહિ, નથી સમજવી.

જીલા—હા, હા, (પોર્યાંઓને) અમીબી તુંમાલા પૈસા દેઇલ.

**શીરીન**—હા બોલ તુમચા ગાના.

કાવશ—(સ્વગત) મરી ગીયા ઢાર.

(રાધા અને રામા ગાય છે.)

### ગાયન ૩ જું.

(ગાયન પુરૂં થયા પછી શીરીને તેઓને એકેકો રૂપીઓ આપ્યો, જે લઈ તેઓ ખુશી થઇ, સર્વેને સલામ કરી જવાની તૈયારી કરી.)

મેહેરબાનુ—ચાલો, શીરીન હવે બસ થઇ ગીયા. માયજી ઘેર વાત જોતા હશે.

**શીરીન**—(હસીને) ધના, જીલા આજે તો આપુને કંઇ ઘણીજ મજાહ પડી હં. ચાલો હવે જઇએ વાતમાં ને વાતમાં તો ઘણું લેત થઇ ગીયું.

(સર્વે જણ ચાલવા માંડે છે, કાવશ આગળ આવી સાહેબજી કરી સર્વેને રોકે છે.)

રામા—(પોતાની બહેનને) એ શેઠ તો બાઇચા રૂમાલ ચોરતા તે ! મી બાઇલા સાંગુ ?

રાધા—(ગભરાઇને) અરે રામા, એ તું કાય કરતો. એની રંગરેજી કપરા પહેરલા હય; તે તું પહાતે નાહી. અત્તા એક થોસા તુલા દેલ, તો બરૂં ન જાઇલ, ગુપચુપ રહાની, તુજા કાઇ ગેલા ? (એમ કહી ત્યાંથી ભાઇને લઇને ચાલતી થાય છે.)

કાવશા—(શીરીન આગળ જઈ મોટેથી) સાહેબજી, શીરીનબાઇ કેમ મને ઓળખતા નહિ હોવ, તેમ કેમ કરોચ ? ને વરી સાહેબજીબી કાંઇ મીજાસમાંજ !

શીરીન—અલબત મીજાસમાંજ. હું કંઇ તમોને ઓળખતી નથી. અને વળી હમારા માતાજીનો એવો હોકમ છે કે, પારકા મરદને બરાબર ઓળખ્યા વગર સાહેબજી કે સલામ નહિ કરવી.

કાવશા—અરે પ...ણુ, હું તો ગેઈ કાલનો તમારા બાવાજીના ઘેરમાંજ પરોહણા તરીકે ઉતરેલો છેઉં, ને તમે મને નહિ ઓળખતા.

ધના— તે તમે બાવાજી પાસે જાવો. અહિયાં તમારૂં કામ નથી.

શીરીન—(ગુસ્સાથી) હોશે ! તેમાં હમુને શું ?

કાવશા—પણ જો તમે માનતા નહિ હોવ તો હું તમુને ખુલ્લાશો કરૂંચ. મારો રૂમ તમારા રૂમથી જરાક દુર છે, તે કદાચને તમે નહિબી જાણુતા હોવ કે હું તમારે ત્યાં ઉતરેલો છેઉં. અને મેં તો તમુને એમ ઓળખ્યા કે ગઇ કાલે તમારા બાવાજી ને હું, જરા તાહેલા તપ્પાં મારતાથાં ત્યારે એવને બધી વાત મારી આગળ કરી. પછી વાતમાં ને વાતમાં એવન કંઇ તમારી વાત ઉપર ઉતરી પડયા ને કહેવા લાગ્યા કે મારી શીરીન દીકરી તો ઘણી સ્યાણી ને હુસ્યાર પણ છે. એમ બધી તમારી તારીફો કરવા લાગ્યા, ને મને કહ્યું કે કોઈ દહાડો હું તમારી સાથે એને ઇનટ્રોડયુસ કરાવશ. હમણા તો એ બાગમાં ફરવા ગઇ હશે. તેથી મેં વીચાર કીધો કે આવતી કાલે હું પણ ત્યાંજ ફરવા જઇશ, ને તે પ્રમાણે તમારી સનમુખ સેવક આવી ઉભા છે.

શીરીન—(જરા ગભરાતમાં પડે છે, પણ મેહેરબાનું તરત જવાબ આપે છે.)

**મેહેરબાનું**—(વચમાં પડી) હા મેં થમુને હમારા ઘેરમાં જોયાછ પણ, થમે હચયાં શું કરવા આયાછ? શેઠજીએ કંઈ તુંને અહિયાં મોકલ્યા નથી તું જુઠ્ઠા છે.

**કાવશ**—(નહિ સમજ્યું હોય તેમ વાત આગળ ચલાવેછ.) જી, હું તો ઘણો વખત વેલાતમાંજ રહેલો હતો. અસ્તો મુંબઇ આવ્યાને પુરો એક મહીનોબી નથી થયો. હું ડેનટીસ્ટની પરીક્ષા પહેલા નંબરે પાસ કરી આવ્યો તેથી મમઇ...જી મેં એવું ઇચ્છેલું કે જો પાસ થવસ તો ઉદવાડા જઇ અગરની માચી ચઢાવીશ. તે હું માચી ચઢાવવા આવ્યોચ. જ્યારે મેહેરવાનજી થોડા વખતની વાતપર હીંદુસ્થાનમાં આવેલા, ત્યારે હું મારા બાવાજી સાથે એવનને ત્યાંજ ઉતરેલો, ને આ વખતબી એવને મને ખાંસ કરીને પોતાને ત્યાંજ ઉતારો લેવા કહ્યું.

**શીરીન**—(કાવશને નો કોર્થાં કરીને) ચાલો ધના, જીલા આપણે ત્યારે જઇએ. કોણ જાણે શું બકેછ? વેલાત જઇ આવ્યા ને પહેલા નંબરે પાસ થયા!

**જીલા**—મરે પોતે પોતાનીજ વખાણ કરેછ!

**કાવશ**—(ઇનસલ્ટ લાગવાથી તાણો મારેછ) અરે હું બકતો નથી. શું? તમે ઉદવાડામાં આવી અંગ્રેજી બંગ્રેજી શીખ્યાં તે પર પાણી ફેરવ્યું કે? એમ કોઇને પીછાન્યા વગર અપમાન કરોછ; તે કંઇ તમારી એટીકેટ નહિ કેહવાય. (ધના, જીલા તરફ હાથ કરી) આ, ઓલ્યા ગપાતો એવી રીતે વાત કરે તો છાજેબી, પણ તમારા જેવા શીખેલા સુધરેલા એવી રીતે વાત કરે, એવી મને ખબર ન હતી.

**જીલા**—(લાંબા લાંબા હાથે કરી મારવા જાય તેમ) મુંવા! ઓલ્યા ગપાત કોણુને કહેછ? ઓલ્યા ગપાત હોઇએ તો હમે હમારે ઘેરનાં, ને તું કોણુ? હજામરો કે? સાહેબના કપડા પહેડીયા ને મોહમાં આતશ લીધો તેથી કંઇ સુધરેલો થઇ ગીયો કે?

**ધના**—જીલા, તુંને કંઇ ચીરડાઇ જવાનું કામ નથી. તું સમજતી નથી, પણ હું તો સમજી ગઇચ. અરે, એની ખાટીમીઠ્ઠી નજર શીરીન પર છે, શીરીન પ ....ર! તેથી શીરીનને ચઢ-

દાવી આપેચ કે તમે તો સારા છેવ ને દાહ્યા છેવ, ને બીજા જંગલી. (કાવશને જોઈને) જા, જા. અહિયાં કંઇ ખાન બાન ના ખાતો, નહિ તો ઓહ્લયા ગપાત તુંને એક બુકમાં સપાત કરી નાંખશે, જાણેછ કે?

શીરીન—ધના, તું શું નવું નવું બકેછ. મારા નામપરથી આવા-રીઉરે એવું!

કાવશ—(અપમાન થવાથી શીરીનને) આ તમારી નોકરડીઓનું મોહતું બંધ કરો નહિ તો કંઇ વધારે થઇ જશે.

શીરીન—(ગુસ્સે થઇ) ખબરદાર. તમે નોકરડીઓ કોણને કહેવાચ? ફરીથી એવા સખુનો બોલ્યાછ તો યાદ રાખજો. જાવો, મુંગાં મુંગાં અહિથી નહિ તો કે અમથા પીખાઇ જશો.

કાવશ—(ભારી પડવાથી, જમીન ઉપર તીકીયા કરતા) ચાલો બેહેન ત્યારે તમારા સખુનને ખાતર હું એ લોકને માફ કરૂંચ, કારણ, મને તો આજે મારી એક વાત જાહેરજ કરવીછ તે એ કે......

મેહરબાનું—(વચ્ચે બોલી ઉઠયા) સું ઉઉઉ..................
ધોનમાય કહેચ થેમ, થમારા ખાત્તા, મીઠ્ઠા નાઝર શીરીન પર છે કે? થમુંને હું માથાથી ફગ સુધી ઓલખુંછ. ને તમે હમણા ને હમણા શું ચોરી કીધાછ તેબી હું જાણુંચ. સીધ્ધા પાધરા જાઓ.

કાવશ—(સ્વગત) આ લોકને ઓહ્લયા ગપાત કેહેવાનો છબરડો થઇ ગીયો, પણ કંઇ નહિ એક બે બોલ તો એના કાનમાં રેડી તો જોવું, કંઇ થોડો ઘણો ખુલાશો તો જરૂર મળશે. (ગળું ખંખારી હીંમત લાવીને.) હં. અઅઅ શીરીનબાઇ, તમે હવે બધી વાત બાજુએ મુકી દેવો, ને જરા મને શાંતીથી સાંભલો. જોવ, હું તો અહિયાં ખાસ તમારા હાથની માંગણી કરવા આવ્યોછ.

શીરીન-સર્વે—(ચીચવાઇ) માંગણી!

કાવશ—હા, માંગણી. સમજો (જોરમાં મોટેથી) આઇ હેવ ફોલન ઇન લવ વીથ યુ એટ ફર્સ્ટ સાઇટ. હું તમોને જોતાને વારજ ઘેલો થઇ ગયોછ. શીરીનબાઇ શું તમારી ખુબસુરતી છે કે એક અપંગ માણુસનેબી દેખાય તેવી. ઓ ગૉડ! કેવી

જાદુઇભરી ખુબસુરતી તમારામાં દીશે છે. ઓહો તમારૂં બદન તો જાણે એક સરોવરના ઝાડ સમાન સીધ્ધુસટ છે, ને આંખો તો કપડામાંથીબી તારાની માફક ચલકાત આપી રહી છે. ઓ ગૉડ, જો આ કપડું મોઢા ઉપર નહિ રાખો તો વળી ઓરજ તમારી બ્યુટી ખીલી નીકળે. જો હું ખરૂં કહું‘ચ. ફૉર ગૉડસ સેક આ કહાડી નાંખો (આગળ જઇ બુરખો કાઢવા જાય છે.)

**શીરીન**—(ઉશ્કેરાઇ) ઓ ! બે શરમ વટલાઇ ગયલા પાપી કુતરા ! શું તું હમોને બાઇ માણસ જોઇને અહિયાં મજાક મશ્કેરી કરવા આયો છે કે ? શું તારી વખાણથી હુ ઉકમઇ જવાની છેઉં કે ? ગામમાં તુંને કોઇ તારા જેવી વતલેલ મલી નહિ કે તું અહિયાં નીરદોષોને નરવાને મુંબઇ વેરથી આવ્યો !

**જીલા**—એ, તારા વેલાતી ફાં ફાં અહિયાં નહિ ચાલશે.

**ધના**—લ્યાનત હોજો, એવા તમારા વીચારોને.

**શીરીન**—ખુદા એવા નફટ માણુસોના હાથો, મોઢાં ભાગી જજો ! ટુકડે ટુકડા થઇ જજો ! એવી મારી બદ દુવાઓ તમોને આમીન થાય.

**જીલા**—કદાચને તમારો દેખાવ બહારથી શુસોભીત ને દમામદારબી હોય તો શું થઇ ગયું ? અને વળી તમારી સાથે જોઇએ તેવી તમારી ભપકા સપકા ભરેલી ડીગ્રીઓ હોય, તો તે સઘળું દીપાવવાને તમારા ભેજામાં શકતી દીસતી નથી.

**શીરીન**—દુન્યાની રીતભાતનું તમારામાં અમૃત દીસતુજ નથી; તેથી જો રીતભાતના જ્ઞાનને કદાચને સડો લાગો હોય, તો તે એક બાહોશ શીક્ષક આગળ જઇ શીખી આવો તો સારૂં.

**કાવશ**—બાઇ સાહેબ, હવે ઘણું થઇ ગયું. તમે જયારે એકલા હશો ત્યારે હું ફરીથી આવીશ, હાલ તો માંડી વાળો. આ જુદા-કોના દેખતા હું તમોને કંઇ કહી શકતો નથી.

**મેહેરબાનું**—(એકદમ ગુસ્સે થઇ) અરે જુહાકી દેવ, શાણા થઈ ગીયા ? બસ જે કરે તે ભરે, એના તું હમણાંજ સવાદ ચાખે તો બીજી વખત કોઇ છોકરીને સથાવે નહિ. થુંને થો ખોસરે ખોસરે ને ધોબ્બે ધોબ્બે મારવા જોઇએ, તો એવા ધીંગ લઇ બેઠે-

લાઓ ઠેકાણે આવે. (આગળ જઇ કાવશનો કાન પકડે છે) ધના, જીલા ઉભાં શાણુ રેહેયાછો? એ લુચ્ચાને જરા મેઠી પાંખ આપો.

સર્વે જણા—(કાવશને મેઠીપાક જમાડે છે ને ગાયન ગાય છે.)

ગાયન ૪ થું.

## અંક પહેલો.

### પ્રવેશ ચોથો.

(ઈજીકાકાના બંગલાની બહાર રતાલુખાઉ લોજ કરી દીવાલ ઉપર પાટીઉં દીસે છે. રતી એસ્કી મેસ્કી થઈ, ખોટા શેપ કરી, બારીએ એક બનાવટી પુતલા માફક ઉભી રહી રૂમાલ ઉપર જાલી કાપે છે. જેવું કોઈ તેણીના દરવાજા આગળથી પસાર થાય કે, પોતે વધારે ખુબસુરત લાગે અને કોઈ પણ પારખી નહિ શકે કે આ પુતલું છે કે જીવતું બૈરૂં છે, તેવી રીતે સીવતી અટકી જઈ સ્થીર ઉભી રહે છે. નરીમાન ત્યાંથી પસાર થાય છે, અને ઓચીંતી નજર બારી ઉપર પડે છે.)

નરીમાન—(સ્વગત) આ હા! આ હા! આ હું શું જોઉછ! હું ધારૂંછ કે જેવું હું માગુંછ તેવુંજ આ સફેદ મોધરૂ છે. હવે પરવરદેગાર કંઇ મારી ઉપર મહેરબાની કરશે એવું લાગેછે. ચાલો, ત્યારે આગળ વાત વધારીએ. (માથું ધવડેછ) પણ કેમ વધારીએ કહેવત છે કે "કાલ કરીયાનું આજ કરી લો, કોણે દીઠી કાલરે", વાસ્તે મારે તો આજને આજ જરાબી ઓળખ તો કરવીજ જોઇએ, ને જો ધીલ કરી, કાલપર રાખશ તો કોઇ બીજો આવતી કાલે એનો જરૂરજ લાભ લઇ લેશે, ને આપરે તો સાબુ સુકાલયા જેવા રહી જઇશું. હા, જરા હીંમત રાખી કંઇ પ્રપંચ કરૂં (જાહેર) હં! જી! બજારનો રસ્તો અહિંયાથી આવે છે? જી, મને જરા બહમનશા બુમલાને ઘેર જવાનું છે. (ડોકું ધુણાવી) તમે એવનને ઓળખોછ કે? (કંઇ જવાબ મળતો નથી. રતી વધારે અકરઇ સકરઇને ઉભી રહેછે.)

નરીમાન—(સ્વગત) અરે, આ તો મુંગી છે શું? નહિ તો મીનનુ કે માટીનું બાવળુ છે શું? શું શું શું—ઉહું...શું......કરૂંછ, શું

જોઉછ. માટીના પુતળા સાથે વાત કરૂંછ (ચીરડાઇ, જરા બોલીને) નહિ, નહિ એમાં કાંઇ ભેદ હોવો જોઇએ. દીસેછ તો તદનજ જાણે જીવતું. જરા પાછું કંઇ પુછું (ચરખો થઇ) (જાહેર) જી, જી, બાઈજી! જીજી સુખડયાનું ઘેર આજ રસ્તેથી આવશે કે?

**રતી**—(ગુસ્સે થઇ, લાંબા ટુકકા હાથ કરી) શું ત્યારની વાત થઇ મારૂં માથું ભેજું ખાઇ જાઓછો! બજારનો રસ્તો અહિયાંથી આવશે કે? બુમલાનું ઘેર અહિયાંથી કે? સુખડયાનું ઘેર ત્યાંથી કે? (મોટે મોટે) મરે, હમે અસ્તો પંદર દીવસ થયા અહિયાં આયાછ, ને આખાં ગામને કેમ ઓળખ્યે? નીકળો અહિંયાથી. (કમ્મરે હાથ દઇ, ચશ્મો ચઢાવી સ્વગત)—કોઇ ઓદાની સકાર વગરનો છે, ને વરી પારસીના ડ્રેસમાં છે, તેથી જરાબી વાત કરવા નહિ ગમતી.

**નરીમાન**—(સ્વગત) એ ધીમે ધીમે શું બબડે છે. પારસીના કપડામાં હું સજ થયો છ, તે એને નહિ ગમતું ત્યારે શું અંગ્રેજી કપડા પેહેડીયા હતે, તો જવાબ આપીને વધારે વાતબી કરતે! યા ખુદા, ત્યારે લાવની હુંજ અંગ્રેજી ડ્રેસ પહેડી આવુંને પછી તું જો, કે તું કોણુની સાથે વાત કરેછ. (મોટરેથી) બાઇજી, કંઈ ફીકર નહિ, તમુને રસ્તા કંઇ ખબર નહિ હોય તો તેની ચીંતા નહિ. તમો ગુસ્સે થયા હોવ, તો માફ કરજોજી. સાહેબજી (ચાલી જાયછ.)

**રતી**—ઓ વાયરે, મારા માથાંનું જાણે દહી કરી નાખ્યું. લાવ જરા નીચે કમપાઉન્ડમાં ચોખ્ખી હવામાં ફરી આવું. (કમપાઉન્ડમાં સામે કાકા થાય છે.)

**ઇજીકાકા**—કેમ, દીકરી રતા તુ અહિયાં કેમ !

**રતી**—જરા ગરમી પડેછ, તે જરા થંડી હવા ખાવા નીચે ઉતરી.

**ઇજીકાકા**—ત્યારે તો મારેબી જીવ જરા વધારે થંડો થાય તેવું કંઇ મધુરૂ ગા.

**રતી**—વારૂં, ગાઉછ.

ગાયન ૫ મું.

(રતી ગાયન ગાઇ રહે છે. કોશીશા આવે છે.)

**કોશીશા**—બાઇજી, બાઇજી, ભાજીમાંનું પાણી બધું સુકઇ જઇ ને ભાજીબી બરી જરી ગઇ. ને...અસતો ગોસ હુઉઉ પાટલા

ઉપર મુકીને કાપવા જાઉછ, તેટલા પાસેનો કુતરો જેકી, મારા હાથને ડાપુ મારીને લઇ ગીયો ને સીરી ઉપર બેસીને ખાયછ (હાથ ઉપર ડાપુ મારવાથી રડે છે.) ઉંઉં.

રતી—(ગુસ્સે) મરે તું કંઇ સંભાળતી નથી, રડી શાણી મરે છે, મારૂં ગોસ બધું ખવારી દીધુંને, ઉપરથી રડી ગોખ્યારૂં કરેછ. ચાલ (બેઉ જણા રાંધણીમાં જાય છે.)

ફઇજીકાકા—(મોટટા ડોળા કાધી) ચા......લો, આજે તો ભુખે મરવાનું ! એ પોરી કંઇ હુસ્યારી વાપરી મને કંઇ બીજું હુકકું પાકકું કરી આપવાની તો નથીજ, તે મારી ખાતરી છેજો. બસ, બરેલી ભાજીના પોપરા ને કાલો કવરો રસ જે કંઇ ઓહે તે આપવાની. ચાલો બાપા ! આપરેબી રાંધણીમાં જઇને જોઇએ કે ત્યાં શું ગડબડ હડબડ થાયચ (જાય છે;)

---

## અંક પહેલો.

---

### પ્રવેશ પાંચમો.

---

(તેહેમીના, મેહેરવાનજી અને ફીરોઝબખ્ત વાતે બેઠેલા છે. નજદીકમાં એક પારસલ પડેલું દીસે છે, અને કાવશ પણ ત્યાંજ આવે છે.)

મેહેરવાનજી—આવો કાવશજી, (ફીરોઝબખ્ત, સાથે ઓળખ કરાવતાં) આ મારા ફ્રેન્ડ મી○ ફીરોઝબખત. હમો બન્ને જણ એક-મેકને ભાઇની માફક ચાહીએછ તેમજ સુખે દુ:ખે પણ એકમેકને મદદ કરીએછ. બીજી એવનની વખાણ કરૂં તો, એ ભાઇને પરવરદેગારે સંગીતની સારી બક્ષેસ કીધી છે; જે એવન હમોને વારંવાર ગાઇ સમજાવે છે.

કાવશ—(ફીરોઝબખ્તને શેકહેન્ડ કરતા) તમારા જેવાં એક હુશીઆર મ્યુઝીક જાણનાર સાથે મને પીછાણ થઇ છે, તેથી હું અત્યંત ખુશી થયો છું. હું પોતે પણ મ્યુઝીકનો ઘણો શોખ ધરાવું છું. જો ભાઇજી તમોને વાંધો નહિ હોય તો ફક્ત એકજ ગાણું મને ગાઇ સમજાવશો તો મારી ઉપર મોટટી મેહેરબાની થશે.

ફીરોઝબખ્ત—મોટી ખુશીથી.

ગાયન ૬ ઠું.

(સર્વે ક્લેપ્સ આપી ખુશી થાય છે.)

કાવશ—શાબાશ! શાબાશ મી૦ ફીરોઝબખ્ત! આ ઉમ્મરે તમો આટલું સુંદર મીઠું ગળુ ધરાવોચ એ ઘણી અજાએબી છે. હું આજનું તમારૂં મ્યુઝીક સમજી ગોયા ઘેલોજ બની ગયો છું, અને આશા રાખુંચ કે જ્યાં સુધી હું અહિયાં છું, તેટલામાં તમો મને કંઇ નવા રાગ, રાગણી ગાઇ સંભળાવશો.

ફીરોઝબખ્ત—ભાઇ, મારાથી બનશે તેટલું ગાઇ સમજાવશ.

મેહેરવાનજી—કેમ, મી૦ કાવશજી તમુંને અહિયાંનું હવા પાણી કેવું લાગે છે?

કાવશ—મને તો બહુજ પ્લેઝન્ટ લાગે છે; હવા તો થંડી ને લહેરી છે.

મેહેરવાનજી—સવારના ફરવા જવાનું તો બહુજ ખુશનુમા લાગે છે.

કાવશ—હું તો આજે સહવારના પાંચ વાગામાં ઉઠીને ફરવા નીકળી ગયો હતો. તેટલા એક બગીચા જેવું નજરે પડયું; તેથી વળી ત્યાં જવાનું મન થયું ને આપરે તો અંદર જઇ જરા બેંચ પર બેઠા; પણ તે બાગ ખરેજ હું તમોને શું કેહું? એક બહેસ્ત જેવો, ને ફળફળાદી પણ થારેથાર, ખરેજ ઘણોજ સુંદર બગીચો.

મેહેરવાનજી—(અચરતથી) હું ધારૂંછ કે તમે આપણાજ બાગમાં જઇ આવ્યા; આજે સાંજે હુ તમોને ત્યાં લઇ જવાનો હતો, તેટલા તો તમો જઇ પણ આવ્યા. (હસેછે.) ચાલો, હવે તમારી પ્રેઝન્ટ લાવ્યાછ તે ખોલીએ.

કાવશ—હાજી, મોટી ખુશીથી.

મેહેરવાનજી—(હાંક મારી) નરીમાન.

નરીમાન—હાજી, શેઠ આવ્યોજી.

મેહેરવાનજી—આ પારસલ છોડો.

તેહેમીના—મેહેરવાનજી જરા સબુર કરો, મારી શીરીનને ખોલાવા દેઓ, એબી કંઇ નવું નવું જોય.

કાવશ—(ડોકું ધુણવી) હા. હા. ખરૂં છે શીરીનને તો આવી ચીજો ઘણીજ ગમશે; બોલાવો એવનને.

**નરીમાન**—(સ્વગત—કાવશની મશ્કેરી કરી) બોલાવો, બોલાવો મતલબયા! હું બધું જાણું છ.

**મેહેરવાનજી**—અહિયાં ઉધરતા છોકરાંઓનું કામ નથી. શીરીનના નશીબમાં જોવાનું હશે તો પછી મોટી થઇને જોશે.

**તેહેમીના**—ઓ વાય! એમ કાંય? ચાલો, જેવી તમારી મરજી.

**નરીમાન**—(ફીરોઝબખ્તના કાનમાં) શેઠજી શીરીનમાયને કાંય નહિ બોલાવતા.

**ફીરોઝબખ્ત**—કંઇ કારણ હોશે.

(સર્વે મુંગાજ થઈ જાય છે, કાવશ વધારે દંગ બની જાય છે.)

**મેહેરવાનજી**—નરીમાન, આ કરંડયો ખોલો, અને મને એકેકી ચીજ કાધી આપતા જાઓ.

**નરીમાન**—વારૂં સાહેબ, (ખોલી, તેમાંથી એક નાનું સુંદર સોભાઇતું કાચનું વાઝ કાધી આપે છે.)

**મેહેરવાનજી**—શું સરસ બનાવત, કેટલું નાજુક, વજનમાં પણ હલકું (ફેરવી ફેરવીને જોઇ પછી) તેહેમીના આ લેઓ, જુઓ. (પણ હાથમાં આપવા જતાં તે નીચે પડી ટુકડે ટુકડા થાયછ. બધા ગભરાઇ મેહેરવાજીને ટીકે છે.)

**તેહેમીના**—ઓ ખોદા? અસતો હાથમાં પકડયું પણ નહિ, ને એક વખતમાંજ પડતા ટુકડા; કેટલું નાજુક હોશે!

**કાવશ**—(સ્વગત)-ગધ્ધા કયા જાણે જાફ્રાનકી બાત. તેમ ઇરૂન લોક એ ચીજ શું વાપરતાથા?

**મેહેરવાનજી**—(ધીરેથી કાંઇ બન્યું નહિ હોય તેમ) કંઇ નહિ, કંઇ નહિ, ફુટી ગયું તો શું? (નરીમાનને) બીજું શું છે તે આપો.

**નરીમાન**—આ ચીચીચી ખરા ચીનાઇ કપ સોસર છે.

**મેહેરવાનજી**—ચીનાઇ ને વેલાતી; (આંગળી બતલાવી) એને આ બારી આગળ જઇ તમારા હાથમાંથી છોડી દેઓ.

**નરીમાન**—(ગભરાઇ, બારી આગળ બે, ત્રણ વખત જઇ પાછો ને પાછો આવે છે.) સાહેબ, મારી હીંમત નહિ થતી. સાહેબ, એ તો આની માફકજ ફુટી જશે.

**મેહેરવાનજી**—(રોબમાંજ) કંઇ ફીકર નહિ, જોઇએ શું થાયચ.

**નરીમાન**—શું થાય શેઠજી! વળી ખુરદોજ થાય.

તેહેમીના—(મેહેરવાનજીને) અરે, એબી તો કાચ કામ છે, તે ભાંગીજ જવાનું તો.

કાવશ—આ શું (સ્વગત–ડોસો ધસેલો છે.) મેહેરવાનજી શેઠ, એબી તો એજ સેમ મેટીરીયલનું, અરે સેમ મેટીરીયલમાંથીજ બનાવેલું છે. (ફીરોઝબખ્તને)–કંઇ એવનને કહો.

ફીરોઝ—હું શું કહું, મને તો કંઇ એમાં ભેદ લાગે છે.

મેહેરવાનજી—(નરીમાનને) નાંખી દો, નાંખી દો, ગભરાઓચ શાના?

નરીમાન—શેઠના હોકમને તાબે થવુંજ જોઇએ (જોરમાં દોડી જઇ નાંખી આવી પેટ ઉપર પોતાના હાથો મુકી) આ, મારા શેઠ. મારા પેટમાં તો મોટો ધસ્કો પડી આવ્યોછ ! જાણે મારૂં પેટજ ફુટી ગયું ! આ શેઠ. મારૂં પેટ (રૂમાલે પવન ખાઇ) આ શેઠ. કંઈ સુઝ નહિ પડતું.

કાવશ—(ગુસ્સે થઇ) મી० ફીરોઝબખ્ત, તમે તો સમજુ છો તે એવનને કાંઇ સમજાવશો તો ખરાં.

ફીરોઝ—અરે, એમાં કાંઇ ભેદ છે.

કાવશ—અરે! ભેદ શું કપાળ ! તેહેમીનામાય તમે તો મુંરબીને કંઇ કહેવો.

તેહેમીના—હું કેહી, વળી પેસુ સમજુની બેહેન છેઉં કે એવનને સમજાઉં.

મેહેરવાનજી—(નરીમાનને) હવે, કાગજમાંથી ખોલીને જોવાની જરૂર નથી, બસ આખી બાસકેટ બારી આગળ લઇ જાવોને, અકેક પછી અકેક બહાર ફેંકતાજ જાઓ.

તેહેમીના—અરે નહિરે મેહેરવાનજી ! શુન્ના જેવી ચીઝો ભાંગી જશે. (દલગીર થઇ, બાસકેટ બાજુએ ખેંચે છે.)

કાવશ—(વધારે ઉશ્કેરાઇ) મારા મુંરબીજી, તમોને એનો કંઇ આઇડયાજ નથી. એ તો જે જાણુતા હોય, તે લોકજ એ ફેશનએબલ ચીજ વાપડે. એ કંઇ હીંદુસ્થાની લોઢાં, લાકડાની નથી; કે ધમાધમ અફાલ્યે તોબી નહિ ભાંગે; જો આ ચીજો કોઇ અંગ્રેજ બચ્ચાંને આપી હોય તો શું તે ખુશ ખુશ થઇ જાએ !

નરીમાન—(ફીરોઝબખ્તને) મુરંબી, તમે કંઇ ખુશખુશ બોલોની, બચારા કાવશજીનું લોહી ઉડી જાયછને.

**ફીરોઝબખ્ત**—અરે એમાં કાંઇ ભેદ છે.

**મેહેરવાનજી**—જો એકેક નાંખી દેતાં બીહતા હોવ તો, આખો કરંડીયો ઉંચકીને ફેંકી દેવાની, કે પંચાતી ઓછી.

**નરીમાન**—(સ્વગત) મારા બાપ! (જાહેર) હાજી, હાજી! જો હીંમત કરૂં તો કહી શકું પણ આ બીચારા કાવશજીનું શું? (કરંડીયો ઉંચકી કાવશ તરફ જોઇ, જરા રડતો હોય તેમ ખોટો ખરો રાગડો કાઢી કંઇ ગાય છે.)

તોપચી, તોપનો ગોળો ફેરવા ચાલ્યોરે;
હું તો લડાઇના મેદાનમાં તોપ ફેરવા ચાલ્યોરે. તો.
કાવશજી શેઠનું નસીબ એજ,
એ તો તારા ફેશનનો ફેજ.
નીશાની દીસે છે શરૂઆતમાં ઠેંક,
નસીબ તારૂં છે છેક લાંબે છેટ: તો.

(જોરથી કરંડીયો ફેંકી દે છે) અરરરરર...કરરરર......ર ધોમ ધોમ ધોમ ભોમ ભોમ ભોમ.

**કાવશ**—(ઉશ્કેરાઇને નરીમાનને ગળામાંથી પકડી મારવા જાએ છે.)

**નરીમાન**—(બુમો પાડી) શેઠજી! બચાવોરે બચાવો! મેં તો મારી નોકરીની ફરજો બજાવી, બચાવો! બચાવો!

**તેહેમીના**—(બેહોશ જેવા થઇ જાયછ.)

**ફીરોઝબખ્ત**—(દીંગ થઇ જઇ, ધુજતા ધુજતા સર્વેને શાંત પાડે છે.)

**મેહેરવાનજી**—(નરીમાનને કાવશના હાથમાંથી છોડવે છે.)

**શીરીન**—શું થયું? એ શું છે માયજી? (કાવશને જોઇ એકદમ ગભરાતમાં પડી, બે ત્રણ પગલા પાછળ હટે છે.)

**મેહેરબાનુ**—શું થયા માય? કોણે કોણને માર્યાં?

## ડ્રોપ

——:o:——

# અંક બીજો.

## પ્રવેશ પહેલો.

(સાંજ પડતાં ફીરોઝબખ્ત મેહેરવાનજીને મલવા આવે છે.)

ફીરોઝબખ્ત—(નરીમાનને) કેમ, શેઠ કયાં છે ?

નરીમાન—વાંચવા બેઠેલા છે. આય જઇને તેડી લાવું. (ખુરસી આપતા) બેસો શેઠ.

(મેહેરવાનજી વાંચતા વાંચતા, તેહેમીના કંઇ સીવતા, અને શીરીન વાતની ચોપડી લઈ મેહેરબાનું સાથે આવે છે. સર્વે સાહેબજી સલામ કરી બેસે છે.)

ફીરોઝબખ્ત—મી૦ મેહેરવાનજી સહવારના જે ઘોંટાલો થયો, તેની મને હજુન સુધી કંઇ સમજ પડતી નથી. તમે એક ઠરેલ માણુસ થઇને એમ કરો, તેનું કારણુ શું તે સમજાવશો ?

મેહેરવાનજી—હા, હું એનું કારણ સમજાવવા માગુંછ; પણુ જરા કાવશાહ આવેનેજ શરૂ કરીએ.

ફીરોઝબખ્ત—ઓ હો ! લેવ નામ દેતાંને વાર, એવનજ આવ્યા.

કાવશા—(જરા રતી થરસામાં બેસી) પેલો બદમાસ નોર્યો કયાં ગીયો ? કંઇ દીસતો નહિ, મારી સામે આવે તો જરૂર એને એક ગોલાર્ડ ઉં ખવરાવી દઉં.

નરીમાન—(ધસારાબંધ, બાંય ચહઢાવતો, ગડબડ કરી મારવા જાય તેમ) કયાં ગયો ! શું કરેછ ! આ શું તારી નજરની સામે આવાને ઉભોછ. મને અમરથો પકડયા શાનો કરેચ ? એમાં કસુર કોણુનો ? (મેહેરવાનજીને બતલાવી) વાઘને જોઇને તો બીહે છે, તેથી શું ઘડી ઘડી મારા જેવા ગરીબ બોકરાંને દમ ભરાવ્યા કરશે કે ? શેઠનો ખાર મારી ઉપર કાઢેછ ! (થોડી ધુરકા ધુરકી કરી શાંત પડે છે.)

ફીરોઝબખ્ત—જે બાબદ તમોને પંચાતી થાયછ, તેનો નીકાળ લાવવા માટેજ આ સભા ભરાઇ છે. (હસે છે.) મેહેરવાનજી હવે તમે સમજાવવાનું શરૂ કરી દો, કે આ પહેલવાનો લડતા બંધ પડે.

(કાચની ચીજો અને તાંબુ, રૂપુ એવી ધાતુ વાપરવામાં કેટલો ફાયદો છે તેની મેહેરવાનજી સમજ આપે છે.)

મેહેરવાનજી—સર્વે જણા આ મારી એમ કરવાની રીત જોઇને બહુજ દલગીર થઇ ગયલા લાગો છો.

નરીમાન—(વચ્ચે બોલી ઉઠે છે) હાજી, હાજી. ખરા અંતકરણથી દલગી......ર.

મેહેરવાનજી—હું તો ખુશીજ થયો છું. કારણ તમો સર્વેને આ ચીજો માટે વારંવાર દલગીર તો થવુંજ પડતે. તેથી તેને ભાગના મેં તમોને એકજ વખત દલગીર કીધાં છે. જે સમજુ લોક છે, તેઓ પોતાના ઘરમાં કદીબી કાચનાં વાસણો કે કાચની ફેનશી ચીજો રાખતાંજ નથી. કારણ જેવું તે ફુટે છે, કે સાથે આપણનું હૈયું પણ થોડું થોડું ફેરતુંજ જાય છે. વારે ઘડીએ હેભત પડે છે, તેટલુંજ નહિ પણ એ ખરચાલુ ચીજ છે. મારા ઘરમાં ઘર સંગારની કે વપરાસની ચીજો છે, તે મારા બાપદાદાના વખતની છે અને તે જેમ ગમે તેમ અફાળી, ઝીકાળી બચ્ચાં, છોકરાં કે નોકર, ચાકર વાપડે છે! તો પણ હજુન તમારી નજરની આગળ તમને દેખતી ઉભી છે. જો, એજ જગ્યાએ કાચની ચીજો હતે તો તે મારા તેમજ મારા કુટુંબના હાથે તથા ચાકરોને હાથે ભાંગી ગઇ હતે; તો આજ તલીકમાં હું કેટલો પૈસો બરબાડ કરી બેસતે; અને કાંઇ બી નવી ચીજો ખરીદવી પડતે. જ્યારે તાંબાના વાસણો, પીતલ તેમજ ચાંદીના રમકડાં, બ્રોન્ઝ તથા લોખંડના સ્ટૅચ્યુઓ વરસો સુધી ચલકદાર રહે છે. આ ચીજો ઘરખમ છે અને ધાસ્તીભરેલી નથી, ત્યારે આપણને કાચ કામ વાપરવાની શું જરૂર છે?

નરીમાન—તદ્દન બરાબર છે. અગાઉ મારા બપાઇજી અને તાંબાની નાહ્લી થાળીમાં ભોણું આપતાતા ને પીતલના કાંસ્યામાં ચા. તે બધું ગરમને ગરમજ રહેતુંતું તેથી મારી જીભ અવર નવર દાઝીબી જતીતી. હવે કાચના વાસણમાં બધુ ઠંડુગાર (છાતી ઉપર હાથ ફેરવાં) છાતીપર બંધાઇ જાયચ ને જાણે કે ગચકારા આવેચ.

મેહેરવાનજી—તમારૂં કહેવું વાજબી છે. મી૦ કાવસજી! જો હું આ કાચનો સામણ વાપડું તો કાલે ઉઠીને મારૂં જોઇને મારા બચ્ચાંઓ તેમજ નોકરોબી વાપડવાની હોંશ કરે માટે મેંબી

માહરા વડવાઓની માફક એવી ચીજો રાખવાનું મોકુફજ રાખ્યુંચ. મારા મરી ગયા બાદ એ લોકો જે ગમે તે વાપરે. કાવશજીને મેં દલગીર કીધા છે તે માટે હું બહુ દલગીર છું.

**ફીરોઝબખ્ત**—આજે તો એવનને કંઇક નવું શીખવાનું મહ્યું છે.

**મેહેરવાનજી**—ભવીષમાં એવન પોતાના સગાં સ્નેહીપર મારા કહેવા મુજબની ધરખમ પ્રેઝન્ટો મોકલશે, કે જે તેઓ વાપડી, તેઓના બચ્ચાંના બચ્ચાં વાપડી, આપણાં કાવશજી શેઠને જીંદગીભર યાદ કરશે.

**કાવશ**—હું જરા પણ તમો મુંરબી ઉપર ખફા થયો નથી અને મને જે ફાયદાકારક શીખવાનું મલ્યુંછ, તે માટે હું તમારો આભારી છું અને જીંદગી સુધી એ લેશન હું યાદ રાખીશ.

**નરીમાન**—આપણાં બધામાં ફીરોઝબખ્ત હુસ્યાર તો નીકલ્યાજ ! એવન શું કહેતાતાં કે એમાં કંઇ ભેદ છે, તેજ ભેદ ખરો પડયો છે.

(ફીરોઝબખ્ત ભેદ, ભરમ વીશે ગાય છે.)

### ગાયન ૭ મું.

(ગાયન પુરૂં થયા બાદ, કાવશ ફરવા જાય છે. પોસ્ટમેન આવે છે. કાગળ નરીમાન લઇ મેહેરવાનજીને આપી પોતે પણ બહાર જાય છે.)

**મેહેરવાનજી**—(મનમાં વાંચ્યા પછી, તેહેમીનાને આપે છે.) જરા આ વાંચો આપણે જે વાચાર કરતાં હતાં તેજ.

**મેહેરબાનું**—(મોટેથી કાગળજ વાંચે છે.)

ઇરાન, તા૦

વહાલા મુરંબી ભાઇજી મેહેરવાન,

જત, આપ તેમજ મેહેરબાન બહેનજી તેહેમીના અને વહાલી બેટી શીરીન ખુદાતાલાની મહેરથી પુર તંદરોસ્તીમાં હશોજી. બીજું હાલમાં મારી તબીએત થીક ચાલતી નથી, અને હમારી ફકત એકજ હોંશ હમારા એકજ પુરા આંખના નુરને જોવાની થાય છે; તેમજ એની શાદી રામશણી પણ હમો બનને ધણી, ધણીયાણી જોવાને રાજી છૈયે, વાસ્તે જો તમે એના લગનની તૈયારી કરો તો સારૂં. હવે તમારાજ હાથમાં હમારૂં બચ્ચું છે. મારા ધણીઆણી ગૌહર લખાવેછ કે જો શાઝવારીની સારી ખબર મલે, તો હમોને તમારી તરફ આવવાને કંઇ બને; અથવા તો તમારાં લોકનું પણ હમારી તરફ આવવાનું થાય,

અને ઘણા લાંબા વખતે પાછા એકમેકને મલીએ. એવી હમારી ઉમેદ છે, જે આશા રાખુંચ કે તમો જલદીથી પાર પાડશો.

બીજું જણાવવું કે આપણા શહેરમાં એક શેઠયા દારાયસ નામના પોતાના કરી લીધેલા દીકરા સોરાબ સાથે થોડા દીવસ ઈરાન આવ્યા છે. જેવનની સાથે હમોને સારી દોસ્તી બાઝી છે. એવન કહે છે કે મારો દીકરો મુંબઈ જોવાને બહુ ખાહેશ રાખે છે. પણ હું એને કોઈ અંજાણ્યામાં એકલાને મોકલવા ડરૂં છું, વાસ્તે તમારૂં કોઈ સગું મુંબઇ તરફ હોય, તો હું ત્યાં એને જવા દેવું. તે ઉપરથી હમે કહયું જે, મારા એક સગાં પોતાના કુટુંબ સાથે ઉદવાડામાં રહે છે, ત્યાં સોરાબને સુખેથી જવા દો. તેથી દારાયસે સોરાબને તમારે ત્યાંજ મોકલવાનું નકકી રાખ્યું છે. સોરાબ થોડા દીવસમાં તમો તરફ આવી પુગશે તે જાણજોજી. બહેન તેહેમીનાને તેમજ હમારી બેટી શીરીનને માહરી તેમજ ગોહરની દુવા કહી તમો મુરબીજી કબુલ કરશોજી.

તસ્દી માફ કરજોજી.

લા૦ શેહેરયાર રામતાબાદીના

સલામ વાંચજોજી.

**તેહેમીના**—(વાંચ્યા પછી) ઇરાન વેરથી પણ સારી વધામણી આવી. આપણેબી તો કોઇ સારો છોકરો શીરીન માટે સોધતા રહી એચ. તેમાં આજે ત્રણ, ચાર દીવસ થયા તો આપણા મનમાં કોણ સાથે લગન ગોઠવવા, તેનીબી તૈયારી કરીએચ. પણ નસીબ ઉઘડવાનું હશે ત્યારેજ ઉઘડશે.

**ફીરોઝબખ્ત**—સારા વીચારો હમેશા એકમેકને ઉડે છે. તો ખરેજ એમાંથી કંઇ સારૂ થશે.

**તેહેમીના**—હા, ખોદા ચાહશે તો આપણા વીચાર જરૂર પાર પડશે.

**મેહેરવાનજી**—આજે દુન્યા એવી ચાલે છે કે કંઇજ સમજ પડતી નથી; કે કેવા માણસના હાથમાં આપણાં બચ્ચાંનું પાંખડું આપવુ. કોઇ દેખાવમાં એવો સારો શોભઇતો લાગતો હશે, પણ અંદરથી તેની ચાલ જાણે એક સેતાનનીજ હશે. કોઇ પાસે પૈસા હશે, તો કહેશે, મારા જેવું દુન્યામાં બીજુ કોઇજ નહિ; બસ એકદમ ઉંચે આસમાનને જોઇનેજ ચાલશે. શું કરીએ ! આપણા ઘેર લાયકનો, આબરૂદાર, સાદો, રાંક છોકરો મલે તો સારૂં, પછી તો ખુદાપરજ છોડવાનું છે.

**તેહેમીના**—આપુંને તો કોઈના પૈસા જોઇતા નથી, બસ આ મારા બચ્ચાંને દાળ રોટલી ખવડાવી સુખ શાંતીમાં રાખે તો બસ છે.

**ફીરોઝબખ્ત**—ખુદા ચાહશે તો, જેવું તમે માગો છો તેવુંજ મળશે.

**મેહેરવાનજી**—તેહેમીનાએ કહ્યું તેમ હમોએ એક સારો છોકરો પસંદ કર્યો છે. હવે ફક્ત ખોટી તો શીરીનનેજ પુછવાની છે. (શીરીન મોટા ડોળા કાઢી, મેહેરવાનજીને અચરતીથી પુછે છે.)

**શીરીન**—શું બાવાજી! મારી શાની ખોટી?

**મેહેરવાનજી**—દીકરા, તમારાં લગન બાબેના, એક સવાલના જવાબની ખોટી.

**શીરીન**—મારા લગન! કેમ એકદમ?

**તેહેમીના**—એકદમ શાનું, સૌ વખતે વખત થવુંજ જોઇએ.

**મેહેરવાનજી**—(ટેબલ ઉપરથી કાગજ આપતા) જોઇએ તો આ કાગજ પાછું વાંચો. દીકરા......તમારા લગન જોવાને તમારા માત, પીતા તેમજ હમો પણ કેટલા ખુશી છૈયે, તે તું જાણુતી નથી. સૌંને તમારા માટે કાલજી છે. હવે ફક્ત તમુનેજ પુછવાનું બાકી રહ્યું છે. કે તમારો તે ગૃહસ્થ માટે શું અભીપ્રાય છે.

**શીરીન**—તે ગૃહસ્થનું નામ?

**મેહેરવાનજી**—તે આપણા પરોહણા મી૦ કાવશજી.

**શીરીન**—(આંચકો ખાઇ) ઓ હો! નહિ, નહિ, બાવાજી એની સાથે તો મારો વીચાર નથી. (સ્વગત મેહરબાનુને—મેહેરબાનું આ શું સમજીએછ.)

**તેહેમીના**—કાંય? કાંય?

**શીરીન**—નહિ, માયજી, નહિ!

**તેહેમીના**—એટલે શું! એનામાં શું ખામી છે તે તો હમુને કહેશો!

**મેહેરવાનજી**—તેહેમીના, કાવશમાં શું ખોડખાપણ છે કે એ તમુને કંઇ કહે.

**શીરીન**—(હાથ જોડી કરગરી) ઓ ખુદા હું કંઇ જવાબ આપી શકતી નથી, મને જવાદો, માફ કરો.

**મેહેરવાનજી**—બેટી, તું ગભરાઇ ના જા. સમજ જરા. એ છોકરો મારા સમાગમમાં આવી ચુકોછ. અને મારી સાથે વાતો કરતાં એને કલબ, દારૂ, પૈસાનો લોભ, કે એવીજ બીજી

ચીજો માટે કદી પણ ઉત્સાહ બતલાવ્યો નથી. સૌથી ખરાબ એજ ચીજો છે, જે સંસારનો ભુક્કો કરી નાંખે છે. તેથી મારી ખાત્રી છે કે તુંને એ જરૂર સુખમાંજ રાખશે.

**શીરીન**—બાવાજી, મારે મારા મુરબ્બીઓનું કહેવું માનવું જોઇએ, પણ હું કહેવાને લાચાર છું, કે કોઇ વખત આપણા વડવાઓથી એવી થાપ ખાય છે. જે કોઇનેજ નહિ પણ પરણનારનેજ ખમવું પડે છે. પહેલા તો સર્વે કોઇને લગન માટે હોંશ ઉલટ થાય છે. તે હોંશમાં, જ્યારે ખોટ અને ઓટ આવે છે, ત્યારેજ તેણીને સર્વે કોઇ કમભાગ્ય સમજે છે. પહેલાં ઉતાવલે અવીચારીયું કરવું એ આપણીજ ખામી છે.

**મેહેરબાનું**—પરણેલી જીંદગી ગુજારવાને તે છોકરા છોકરીના ધરેક ગુણ, રીતભાત, થેના સ્વભાવ, ટેવ, બધા હોસીયારી એ ઉપર બધા ધ્યાન આપવા જોઈએ કે જેથી ભવીસમાં સુખી સંસાર સારા પાર ઉતરે.

**તેહેમીના**—દીકરા, કાવશના ઉપર તુંને ભરોસો નથી? તે તો તુંને ખરા દીલથી ચાહે છે, એમ પણ હમે જાણ્યું છે, પ...ણ તે પોતાના મ્હોડે કહેવાને શરમાય છે.

**મેહેરબાનું**—(સ્વગત) ઘણા બીચારા શરમાયચ! થમુને કહેવાની અગાઉ તો હમુને કેહવી ગીયા, તે થમુને કાં ખબર છે?

**શીરીન**—(ગભરાય છે. શું જવાબ આપવો તે માટે મેહેરબાનું તરફ જોય છે. મેહેરબાનું કાવશ સાથ લગન તો નહિ કરવા શીરીનને હીંમત આપે છે.) તે પોતાને મોઢે કહેવાને લજવાતો હોય, એમ હું નહિ માનતી. કાંય નહિ, તે મારી દોલત ઉપર ભમતો હોય?

**મેહેરવાનજી**—દોલત? છટ, છટ! દોલત શાની ને વાત શાણી! નહિ દીકરા તમારે તો એની સાથેજ લગન કરવા પડશે.

(શીરીનના ચેહરા ઉપર ઉદાસીનું વાદળ ફરી વલ્યું, તે જોઇ ફીરોઝબખ્ત બોલ્યા.)

**ફીરોઝબખ્ત**—મેહેરવાનજી, તમે બચ્ચાં સાથે ગુસ્સે ના થાવો. એ તમારા ઓચીંતા સવાલથી ગભરાઇ ગઇ છે. શીરીનનું ખુશ હસ્વું તેમજ બોલવાની મધુરતા પણ ગુમ થઇ ગઇલી જણાય

પોતે પોતાનું કામ ધીરે ધીરે બજાવતી રહેશે અને આયંદે ફતેહ આપ્યા વીના રહેશે નહિ. હું જાણુંછ ત્યાં સુધી તો સ્ત્રીઓ વીચારવંતી હોય છે. આજ કાલની સ્ત્રી શીખેલી કે ન શીખેલીબી હોય, તે પણ પોતાના આત્માનું સુખ ભોગવવા પહેલા પ્રેમનેજ વજન આપશે. હું પણ કહું છું કે એક જોડું પ્રેમીલું હોય, તો તે સંસારમાં નડતા અનેક દુઃખને જરા વારમાં ઉંચકી લેછે.

**તેહેમીના**—કેમ, શીરીન! ફીરોઝબખ્ત કહે છે તેમ તમે પણ કંઇ એવાજ વીચારના લાગો છો.

**મેહેરબાનુ**—(સ્વગત શીરીનને) શીરીન, કાવશના બોલવાના ઝબાનદરાઝીપર એ લોક લોભાઇ ગયા છે. માથે શું એ લોકને થોડા દીવસ થોભી જવા કહે.

**શીરીન**—(નીશાશા નાખતી.) હાજી, માયજી! ફીરોઝબખ્ત કહે છે, તેમજ છે. માતાજી, મીઠાં વગરનું ભોજન કેવું? માતા વગરનું બાળક કેવું? અને મીઠાસ વગરની સાકર કેવી? તેમ પ્યાર વગરનો સંસાર સુખ કયાંથી? પ...ણ જો મા...રા માતપીતા મને જલદીથી લગનનાં ગાંઠથી જોડાયલી જોવાને ખુશી હોય, તો હું એ સવાલ માટે થોડા દીવસ માંગી લઉં છું.

**મેહેરવાનજી**—(શીરીનના હાથો પોતાના હાથમાં લઇ પ્યારથી સમજાવે છે.) જા બેટી. આ બાબદ હું તારાજ હાથમાં છોડું છું. કારણ જે પસંદ કરવાનું છે, તે પરણનારનાંજ હાથમાં છે, પણ મને એનો જલદીથી થોડાજ દીવસમાં જવાબ આપશો તો સારૂં. દીકરા, હમોને એક ગાયન સમજાવી, ખુશીથી સીધાર.

**શીરીન**—તમારી મેહેરબાની બાવાજી, હું તમોને બનતા તલીક જલદીથી જવાબ આપીશ.

### ગાયન ૮ મું.

(ગાઈ રહી પછી શીરીન પોતાના માતપીતા તરફ એક ઉપકારની લાગણીથી જોઈ પોતાનાં રૂમમાં જાય છે.)

——:o:——

## અંક બીજો.

---

### પ્રવેશ બીજો.

---

(કાવશ સાંજના ફરવા જતાં જતાં રસ્તામાં એકદમ ઉભો રહી, એક બંગલાની ભીંતપર લગાડેલું પાટીઉં વાંચે છે. રતી પોતાની સહિને મલવા જતાં, થથેરામાં તૈયાર થઈ મોઢાં ઉપર રૂમાલે પવન નાખતી, ઘડીમાં બારી આગળ તો ઘડીમાં અંદર ઓરડામાં ફેરા આંતાં મારતી કંઈ બબડ છે.)

રતી—મરે કાકાજી કયારે આવે તો હું બહાર જાઉં. આ વાય ડોસો કયારે આવશે? વળી આવનનું શોભતું ઘેર તેં ઉઘાડું રાખીને નહિ જવાય, ને જો તાલું મારીને જાઉં તો કહેશે કે તાલું તો ચોર જરાવારમાં ભાગી નાંખે! તે શું! પોતે બહાર રખ- ડવા જાય ને મને ઘેરમાં ગોંધી રાખે કે! આય દીવાબતી થશે, કાં ગીયા (કોશીશાને) આ! કોશીશા, તું તૈયાર થઇ મરી કે! ને મારી છત્રી, એગ બધું તૈયાર રાખજે. કાકાજી જેવા આવે કે આપુણે તુરત ઉતરી પડવાનું છે.

કોશીશા—(અંદરથી) હા, બાઇજી બધું તૈયાર છે. હું તો મારા બાલ ઓરૂંછ. હમણાં બહાર આવુંછ બાઈજી.

કાવશ—(વાંચે છે.) રતાલું......ખાઉં લોજ. (અજબ થઇ પાટીયાં ઉપર લાકડી ઠોકી ઠોકી) એ આપણા લોકનીબી શું જાત જાતની અટક આવેછ. મને તો પેટભરી હસ્વું આવેછ. (પાછું બોલે છે.) રતાલું ખાઉં લોજ (હસે છે.)

રતી—(હસવાનો સાદ સમજી ચમકે છે.) ઓહ! એ કોણુનો અવાજ! શું કાકાજી, હસ્તા હસ્તા આયા? મરે સો વરસે આજેજ હસ્તા આવ્યા હોશેજો! (ભરાઇ છુપાઈને બારીએથી જુએછ તો કાવશ નજરે પડે છે. પોતે સીધ્ધી સરખી થાય છે.) ઓહો! આ તો હમણાજ વેલાતથી આવ્યો હોય તેવો અપ-ટુ-ડેટ જેન્ટલમેન છે. એ શું વાંચેછ, એ માય મારી! હું એને વતારૂં કે એ મને વતારશે? લાવની હુંજ વાત શરૂં કરૂં! કદાચ ચાલી જશે તો પીડા! (કાવશને) જી,

કોણુને પુછોછોજી ? (એટલુંજ બોલી, પોતે નહિ બોલી હોય તેમ ગુપચુપ થઇ જાય છે.)

કાવશા—(રતીને જોઇ) આ તો પુતલું છે, ને બીજું તો અહિયાં કોઇ નથી ને અવાઝ કયાંથી આવ્યો. (સમજ નહિ પડવાથી ઝાડઝુંખરાં જુએ છે.)

રતી—જી! જી! તમે કોણુને પુછોછોજી ?

કાવશા—હજુન તો સુરજ પણુ અસ્ત નથી પામ્યો, નહિ તો સમજ તે કે, બહાર ગામમાં દાકણુ, ભુતબી આપણા નામ પોકારેછ ને ખબર અંતર પુછેછ તે હોશે. (બીહે છે. આજુબાજુ જોયછ.)

રતી—જી ! નહિજી ! અહિયાં દાકણુ ભુત જેવું તો કંઇજ નથીજી. એ તો હું છેઉ. રતી રતી......રરરતાલું ખા......ઉં.

(શરમઇ જવાથી અવાજ ધ્રુજી પડે છે.)

કાવશા—(ધ્રુજતો ધ્રુજતો, ટોપી હાથમાં લઇ. લાકડી ફેંકી દઇ, નાસવા માંડે છે.) બબબ...બબ બતી, બતી શાણી ને રરર......રગત ખાઉં ! એટલે શું ? લોહી ખાઉં ? મારૂં લોહી પીવા માગેછ. (બુમ પાડી) નાસ અહિંથી નહિ તો ફોકટનો ખવાઇ જવાનો.

(રતી નીચે ઉતરી કાવશાને પછવાડેથી પકડે છે પણુ કાવશા ફરીને જોતો નથી.)

એ દાકણુ ભુત પલીડ મને છોડ, એ અં......તે તું મને વળગી......

(ફસરી પડી બુમરાન કરે છે.)

રતી—અરે, અહિંયાં જુઓ, હું તો.........

કાવશા—એ મારા બાપ ! નહિ જોવું ! હું નહિ જોવું ! મને પેલા માટીના પુતલાનો દેખાવ કરી બેઠેલી દાકણુ વળગી, એ ખુદા તારી મદદ.

(ભણુવા માંડે છે કે જેથી દાકણુ નાસી જાય.)

રતી—(પોતાના હાથમાં કાવશાનું મોહુ પકડી જોરથી ફેરવે છે,) અહિયાં જુઓ, અહિયાં જુઓ આસી બાયલા ! જોવો હું કોણુ છેઉં તે ?

કાવશા—(ધ્રુજતે સાદે) એ...હો રતાલુખાઉ, પાટીઆ ઉપર ભુતનું નામ હતું તે, વરી તુ બીજી કોણુ ! વાંચતા વાંચતા

મામામા......મારી લાકડીને વળગી ગયુને મારા પેટમાં કંઇ ભબ...ભરાઇ ગયું તે.

**રતી**—(એકદમ દોકુ ઉંચે કરે છે) હીંમત રાખો, હીંમત રાખો. "હીંમતે મરદાન તો મદદે ખુદા." જોવો હું તો એક ફરેસ્તા જેવી છેઉં.

**કાવશ**—(હબતાઇ જુએ છે) ઓ ઓ...હું શું, હું હું શું જોઉછ, ખરેખર એક ફરેસ્તોજ, જાણે મારી મદદે દોડી આવ્યો. (ઉભો થઇ શેકહેન્ડ કરવા જાયછ.) થેંકયું. લેડી, થેંકયું.

**રતી**—(હાથ આપતી નથી, પાછી ઉપર બારી આગળ ઉભી રહી હસે છે.)

**કાવશ**—(જેમ તેમ વાંકી ટોપી પહેડી, વોકીંગ સ્ટીક તેકવી, વાંકી દોક રાખી ઉભો રહે છે.) મેડમ, હું તમારો ઉપકારી છું, મારે તમારો આભાર માનવાનો છે. કાંય મેડમ ? તમે ઉપર ચાલી ગીયાં ? જરા નીચે આવો, મારે તમારો ઉપકાર માનવાનો છે.

**રતી**—કંઇ કામ નહિજી.

**કાવશ**—મેડમ, હવે વધારે સતાવાનું કામ નથી, મારે તમુંને કંઇ કહેવું છે.

**રતી**—(મચકાઇ ગરડાઇ) કાંઇ સમવુંજ નથીજી.

**કાવશ**—જો બહેન, તમે નીચે નહિજ આવશો ! તો મારે અહિયાં ઉભા ઉભા તમારી લાયકી ને ખુબસુરતીની વખાણ કરવીજ પડશે.

**રતી**—વખાણુ તો તમે દેવ, દાકણુ કહીને કીધાબી !

**કાવશ**—એ તો મારી મીસ્તેક થઇ. મેં કાંઇ જાણીબુજીને નથી કીધુંજી. ઓ ! તમારી બ્યુટી તો એક દાકણુના ખાસડા બરોબરબી નહિ આવે.

**રતી**—(ખીજવાઇ) અરે, અરે તમે એ શું બકોછ !

**કાવશ**—આ......આઈ મીન, તમારી બ્યુટીના ખાસડાં બરોબર દાકણુ નહિ આવે.

(રતી દલગીર થઈ, શું કરવું તેના વીચારમાં માથે હાથ દઈ ઉભી રહે છે. કાવશ વોકીંગ સ્ટીકથી અસારતથી વાત કરવાની ચાલુજ

શાખે છે. તેવામાં નરીમાન, રાઈટ લેફ્ટ કરતો, અંગ્રેજી ડ્રેસમાં, ચશ્મો સરખો કરતો, આમ તેમ લાકડી ફેરવી કંઈ ઘેલું ગાંડું બકતો બકતો આવે છે.)

નરીમાન—

લંડન જેવા શહેરમાં હું તો તદનજ ભેલાઇ જાઉં,
ત્યાં તો હું પંચે પંચ એક જેન્ટલમેન ગનાઉં.
બસ યુરોપ્યન ડ્રેસમાં અપ-ટુ-ડેટ બની જાઉં.
પેરીસની નાઝનાનીઓને મી૦ નોર્યા તરીકે ઓળખાઉં.

હું પણ અંગ્રેજોની નકલ કરનારાઓનો એક છેઉં. બીજુ. હવે મારા પોશાકમાં તદનજ કંઇ ખામી જેવું દીસ્તું નથી. એટલે દાકતર નહીં તો બારીસ્ટર જેવો તો જરૂરજ લાગતો હોવશ! કેમ ખરૂ છેની? (પોતાના ડ્રેસ તરફ જુએ છે) જોવોની! હું નાલ્લો ઉતો ત્યારે મારો વીચાર ઘણો ખરો આઇ. સી. એસ. થવાનો હતો; પણ કમનશીબે મેત્રીકની પરીક્ષામાં કંઇ ચોરી ચપાટી કરવાની નહિ મળી, તે શું કરૂં? એમાં મારો કંઇ વાંક છે? બધી પહેલી, બીજી ચોપડીની પરીક્ષામાં મને થોડું ઘણું પીટમજી કરવાનું મલતું તું. (દલગીર થઇ)ને...મેત્રીકની વખતેજ નહિ. (માથું કુટે છે.) મારા નસીબ! પછી હું તો ફેલ થયો બાપા! ને પછી આ લાઇન કાર ને ભારીની લેવી પડી! બસ હવે, વાતમાં ને વાતમાં ભવીશ્યની રાણીને મલવા જવાનું મોડું થઇ જશે. (જરા આગળ ચાલી) પ...ણ હું ધારૂંચ ત્યાં સુધી, રતી મારી સાથે સંગદીલ થશેજ નહિ. હવે તો દીલજાનથી સ્વીકારાશે. અને આવકાર પર આવકાર, ને આમંત્ર પર આમંત્ર કરશે. પછી સાહેબ જરા નાંજ નખરા કરી, મોટા ડોકાં ધુનાવી હા પાડશું. એવો મારો વીચાર છે.

(ટાઇ સરખો કરતો રતીના દરવાજા આગળ જાયછ, પણ કાવસને જોઈ પાછો કુદકો મારેછ.)

આ, એ કોણ! કાવશ–કસરવેજ! અહીંયા કયારથી પેઠો પડયો. જરા જોવું તો ખરો, એ શું કહેછ તે.

કાવશ—આ! મારી કાળી તીક્ષ્ણ આંખોવાળી મીનની પુતલી! આ તારો ખુબસુરત ચહેરો, મોત જેવો ફીક્કો પડી ગયલો,

વો...ઓ, વો...ઓહો હું કેમ જોવું ? ઓ ખોદા, આ હાલતમાં તુને છોડીને કેમ જાવું ? હું અહીંયાથી એક દગલું પણ ચાલી શકશ નહી. ઓ ! મારો જીવ બળીને ખાક થઇ જાયછ !

**નરીમાન**—(સ્વગત)-(કુદકો મારી) હમણાજ હું તુંને જેમ તું કહેચ તેમ આખો ને આખો, સતીનો સતો બનાવી, બાળી જાલી નાખુંચ. (દાંત કચકચાવી મુકકીઓ બતલાવી) બ...ચ્યા તું આવ તો ખરો મારા હા......થમાં તો હું તુંને બરોબર સવાદ ચખાડું. પણ અફસોસ ! મને પોતાનેજ કઇ સુઝ પડતું નથી.

(એમથી તેમ ચાલે છે, અને એક હાથ કપાળ ઉપર, બીજો કમ્મર ઉપર મુકી જરા વાંકો વળી કાવશને તીકે છે.)

(હાથો ટેમપલ ઉપર મુકી) શું મારૂં માથું ભડકે છે ?
(હાર્ટ ઉપર હાથ મુકી) શું હાર્ટ મારૂં ધબકે છે ?
(પેટ ઉપર હાથ મુકી) શું પેટ મારૂં ડપકે છે ?
(હાથોથી પલ્સ તપાસી) શું પલ્સ મારી ચમકે છે ?
(બેઉ પગોપર હાથ મુકી) શું પગ મારા ધ્રુજે છે ?

(પછી મોટા ડોલા કાહડી માથું, પેટ, હાથ, પગ અને હાર્ટ ઉપર જલદી જલદી આંગળીની નીશાની કરી બોલે છે.)

અરે આ ધબકે છે, ભડકે છે, ડપકે છે, ચટકે છે, ત્યારે તો આખા બોડીની નર્વસો શીક પડી ગઇ હોશે. એનું કારણ ? (વીચારીને) હં યાદ આયું. એનુ કારણ આ મારો બીજો હરીફ. હવે સમજ પડી એટલે મારૂં હાર્ટ બરોબર ચાલે છે. લાવણી જરા હીંમત લાવી હમણાં ને હમણાંજ સવાદ ચખાડું તો કેમ !

**નરીમાન**—(કાવશને ટેટાંમાંથી પકડી) હાઉ, હાઉ, હાઉ.

**કાવશ**—(ચમકી) અરે એ કોણ ? ઓ ખુદા ! કુતરાંએ બાચકું ભરીયું શું !

**નરીમાન**—એ કોઇ નહિ, એ તો હું તુંને અંગ્રેજીમાં હાઉ-આર-યુ કરીને તારી ખબર અંતર પુછુ છું. (કાવશને બેઉ ખભાંમાંથી પકડી રાખે છે.)

**કાવશ**—(આંચકો મારી) છોડ ! પકડેચ શાણે ?

**નરીમાન**—પકડે નહિ તો શું કરે ? અહિયાં શું કરતાથા બાવાજી.

કાવશા—(ગભરાઇને) કંઇ.......કં...ઈ નહિરે.

નરીમાન—નહિરે સાનુ. હારે? કંઈ નહિ કરતાથા ? તો હું તમુંને પુછુંછ કે...તમે...શું .....કરતાથા. બચ્ચા..... મેં બધું જોયુંછ જો.........

(રતી ગભરાતમાં પડી ફ્રીયા કરે છે.)

કાવશા—હા, કેહ. કેહ. જોઉં શું જોયુ? તારૂં કપાળ......

નરીમાન—ચાલ તો હું તુને કહેવુંચઃ—

એહો દોસ્તી મારી ભાંગવા,
ભુંડો લુચ્ચો કાલો કાઉસ.
એ હાથ વાલો બોલતો,
નહિ રૂપાલો રાગ.
કહે તો તું જો છોડીને જાઉં,
તો બળી બળી મરી જા .
તો બાળવા આવ્યોછ હું નરીમાન,
પુરો પડું સતીના સતાને હું હનુમાન.
ખચ્ચીતજ બનાવસ તુને મારો ગુલામ,
તો પછી ના થાતો તું પશેમાન.

કાવશા—(ભારી પડી જવાથી) બદમાસ ! ત્યારે તું શું કામ અહીંયા આવ્યો ? કવીતા ગાવા કે ?

નરીમાન—(ચીરડાઇ જઇ) હાઉ ! હાઉ ! લુચ્ચા, હું આ નીર્દોષ બાઇને તારા જેવા ચંદાળ મનુષ્યના હાથમાંથી બચાવવા આવ્યોછ. (રતીને) બાઇ, આ કોણુ સાથે તમે વાતો કરોછ? એ તો એક તદન રદબાતલ માણુસ છે.

રતી—(જુઠુ બોલે છે.) નહિજી, હું એવન સાથે મુદલ વાત કરતીજ નથીજી.

કાવશા—બચ્ચા ! તારો બોલો યાદ રાખજે ! ને જોજે તુંને કેવું પશેમાન થવું પડે છે.

(ખીચવાઇ, મુકકી બતલાવી. લાંબે લાંબે ફલંગે ચાલતી માપે છે.)

નરીમાન—(મોટેથી) હાઉ પશેમાન ? હવે આબરૂમાં ને આબરૂમાં જા.

(નરીમાન ત્યાંથી ચાલી જતો હોય તેમ ખાલી ધરપચ કરે છે. પણુ રતી અટકાવે છે.)

**રતી**—મીસ્તર! મીસ્તર ! જરા થોભોજી. હું તમારૂં નામ નથી જાણતીજી, પણ તમે મને કંઇ ઓળખાનમાં આવોછ.

**નરીમાન**—(મીજાસમાંજ) હું કોઇજ નહિ પણ તે દીવસે તમુને રસ્તો પુછતો તો તે મી. નરીમાન. હાઉ ! ઓળખ્યો કે?

**રતી**—(યાદ કરી) તે તો ગામડયો હતો. આ કોઈ મશ્કેરો છે. ચાલો તે વાત જવા દઇ (નરીમાનને) હં હં તે તે તમે કે! ઓળખ્યા મેં ઓળખ્યા તમુને.

**નરીમાન**—ઓળખ્યા! સારૂં થયું. મેડમ સાહેબજી.

**રતી**—મી૦ નરીમાન, મારા કાકાજી હમણાં આવશે. હું તમારી સાથે એવનને ઓળખ કરાવવા માંગુછ ને તમારી બહાદુરીની વાતબી એવણનને કહેવા માગુંછ. કાકાજી તમુને જોઇને ઘણા ખુશી થશે.

**નરીમાન**—હાઉ ? એવન મને જોઇને ખુશી થશે ! હાઉ? પણ તેમાં મને શું ફાયદો પ...ણ તમે મને જોઇને ખુશી થયાંછ કે નહિ ?

**રતી**—હાજી, હાજી. ઘણીજ ખુશી, કાંય નહિ ? તમોને જોઇને ખુશી છું એટલુંજ નહિ, પણ વળી તમારી બહાદુરીનો બદલો કેમ વાલવો, તેનાબી હું વીચારમાં પડી છું.

**નરીમાન**—તો, હુંબી તમોને એક ખુશાલી ભરી ખબર કહુંછ કે, જે દીને મેં તમુને જોયા, ત્યારથી મારૂં ભેજું ફરી ગયુંછ. પણ હાઉ ? તે હું નહિ જાણતો (દલગીરી બતલાવે છે.)

**રતી**—મહેરબાની કરી ઉપર આવી ખુલ્લાશાથી વાત કરો.

**નરીમાન**—હાઉ ? ઉપર આવું ? નહિ, મને ઉપર, આસમાન ઉપર ચઢતાં આવડતું નથી. પણ, હાઉ, મારી લાડકી, હું તુંને ચાહુંચ અને જલદીથી તુંને મારી પોતાની સ્વીટ લીટલ વાઇફ કરવા માંગુછ. હવે સમજી. જો તમે મારો ઉપકાર (હાઉ) ફેરવવા માગતાં હોવ, તો ફકત આ હું તમારી પાસે માગી લઉંછ. (હાઉ) બીજું કંઇ હું લેવશ કે માંગશ નહિ.

**રતી**—મારા કાકાજીના પુછ્યા વગર મારાથી કંઇ થાય નહિ.

**નરીમાન**—હાઉ! એમાં કાકાજીને શું પુછવાનું ? તમે જાણોછ, જ્યાં મીયાં બીબી રાજી, ત્યાં શું કરે, કોટવાલ ને કાજી.

**રતી**—શું ! તમે મને ખરા જીગરથી ચાહોછ ? અરે હું તો નોશાકરી છું, નોશાંકરણું !

**નરીમાન**—આહ ! આહ ! તન, મન અને ધનથી ! પછી ભલે તું નોશાકરી હોય કે બોસાકરી.

**રતી**—સમજો, જ્યાં સુધી મરદો કુંવરા હોય ત્યાં વેર, પોતાનું તન, મન, ધન, સુખ રૂપ, માલ, જાન ને પ્રાણ સૌ ઓરતોને કાઢી આપવા બસ એકકે પગે ખરા થાય છે. પ...ણ મી. હું દીલગીર છું કે પરણ્યા બાદ તો તમે આમાંથી એક પણ ચીજ મને આપવાનાં નથીજ, કારણ મેં મારી ઘણી બહેનપણીઓમાં એવું ઘણું જોયું છે.

**નરીમાન**—ઉંચે જોયા કરતાં, ડોકી મારી દુઃખી આવી છે. માટે હું હવે નીચે જમીન ઉપર જોઇને વાત કરૂંછ, તે તું કંઇ મનમાં લાવતી ના. બા, હું તો જે બધું બોલ્યોછ, તે ખરૂંજ બોલ્યોછ. હું તારો સદાનો ગુલામ બની રહું તો પછી તુંને શું છે ? તુંને હું કંઇ બંદીખાનામાં નાંખવાનો નથી ? તુંને બધે ફરવાની છુટ છે. તુંને ગમે તો કોર્ટમાં જજે, પેઢીમાં, કચેરીમાં, ઓફીસમાં, ઇંગલીશ સોસાયતીમાં, ગમે ત્યાં જજે પ...ણ ફકત એક ડાન્સમાં નાહ. બધે જજે આંખી દુન્યા ફરજે, (કાલાવાલા કરી ઉપર જોઇ) પ...ણ તું મારી સાથે જરૂર પરણજે.

**રતી**—તમે આટલા બધા કાલાવાલા કરોછ. તો હું કાકાજી આગળ જરૂર આપણી વાત કરીશ.

**નરીમાન**—(રડીને) ગમે તે થાય, પણ તું મારી સાથે પરણતાં ભુલી ના જતી હં. અને કાકાજી જે જવાબ આપે તે...તે દરીએ કીનારે ફરવાને મસે આવીને મને જરૂર કહેજે. (રડતાં રડતાં) હું તુંને ઠેકાણું આપુંછ ત્યાં મને મળજે. પેલા સોલફરીઆના ખડકની પુર્વ બાજુએ મોટો કાલો પથ્થર છેની તેની ઉપર હું બેઠેલો હોવશ. ને જો તડકું પરતું હોશે તો પથ્થરની નીચે છાયામાં બેઠેલો હોવશ, તે તું મને શોધ્યા ના કરતી. (પાછું) જો મને ભુલી ના જતી, નહિ તો હું પરણવાને રહી જવશ.

**રતી**—(સ્વગત–જરા પીધેલો છે શું ?) વારૂંરે પણ વારૂં. હવે લેત થઇ ગયું. સાહેબજી.

**નરીમાન**—હાઉ? જાઉ? મને અહીંથી જવા જરા પણ નહિ ગમતું. જો તું તારા મીઠા સરોડનુ ગાયન મારા કાનમાં રેડે, તો તે હું સમજીને પછી જાઉં.

**રતી**—(સ્વગત—આ કાંઇ પીડા! જલદીથી ગાઇ લેઉં નહિ તો કાકાજી આવશે તો પીડા) પ...ણ મને કંઇ ઘણું સરસ નથી આવડતું.

**નરીમાન**—જેબી કાંઇ આવડતું હોય તે. પણ નીચે આવીને હો! મારી ડોકી ઉપર જોતાં અકડી ગઇછ.

**રતી**—(નીચે આવી ગાય છે.)

ગાયન ૯ મું.

**નરીમાન**—હાઉ, સરસ ગાયું. તારા મીઠા અવાજે મારો જીવ ખુશ કરી નાખ્યો. (કાલાવાલા) જો એક બીજું ગા. હાઉ, ગમેછ મને.

**રતી**—(છછણાઇ) નહિ નહિ જે કાંઇ હોય તે કાલે. સાહેબજી (અંદર ચાલી જાય છે.)

**નરીમાન**—પણ હાઉ ઉતાવલ છે તુંને? ચાલો સાહેબજી તો સાહેબજી (જતાં જતાં) કાલે જરૂર પેલું યાદ રાખજે, હં. કાલનું આપણું પ્રોમીસ યાદ રાખજે. (જાય છે.)

———:o:———

## અંક બીજો.

### પ્રવેશ ત્રીજો.

(ઈરાંનથી સોરાબ મુંબાઇ આવી ઉદવાડે મેહેરવાનજીના બંગલામાં ઉતર્યો છે. સાંજનાં ફરી ઘરે પાછાં ફરતાં, સોરાબ મેહેરવાનજીને રસ્તામાં મલે છે.)

**મેહેરવાનજી**—કેમ, સોરાબજી કયાં ફરી આયા?

**સોરાબ**—મને અહિના રસ્તા ખબર નહિ હોવાથી, રસ્તામાં કોઇ કોઇને પુછતો પુછતો જ્યાં જવાયું ત્યાં ગીયો અને પાછો ઘરે આવ્યો ત્યાં સુધી જેટલું ચલાયું તેટલું ચાલ્યો; પણ આવતી વખતે અંધારૂં થવાથી રસ્તો ભુલી ગીયો ને ખોટટે રસ્તે ઝાડીઓમાં નીકળી ગયો, તેથી ઘેરે પાછું ફરતાં જરા મોડું થયું.

મેહેરવાનજી—મનેબી તમારી માફક ચાલવાનો બહુ શોખ છે. આવતી કાલે આપણે સાથે જઈશું.

સોરાબ—હાજી, મોટી ખુશાથી.

મેહેરવાનજી—હું ધારૂંછ કે આઠ વાગવા આવ્યા હશે ?

સોરાબ—(પોતાનું ઘડીઆળ જોઈ) હાજી, પાંચ મીનીટ કમ છે.

મેહેરવાનજી—ચાલો, ત્યારે આપણે જમવા જઇએ, અને ત્યાં તાહેલાં મારશું.

સોરાબ—હા ચાલો, જેમ આપ સાહેબ કહો તેમ.

---

## અંક બીજો

---

### પ્રવેશ ચોઠો.

---

(શીરીનનો બેડ રૂમ, ત્યાં એક ઘોળીઓ, એક ઘોળકી, ખુરશી વગેરે દીસે છે, અને એક ટીપોઇ ઉપર સ્પીતમાન જરથોશ્ત સાહેબનો ફોટો છે.)

શીરીન—(કંઇ વીચારમાં, પોતાના રૂમમાં, સુવાના લેબાસમાં દાખલ થઈ, મેહેરબાનુંની ઘોળકી ઉપર બેસે છે.)

આજે મેહેરબાનું કયાં ગયા ? એવન તો હમેંશ મારી અગાઉ ભણીગણીને પોતાની ઘોળકી પર અદડાઇ, ઉલટી મારી વાત જોતાતાંને આજે એવન કયાં ગયાં ? (આંખો ચોળી) શું કરૂં પરણવાનો વીચાર કરતાં કરતાં, હું સીક થઇ ગઇછ. માયજી, બાવાજીને શું જવાબ આપું ? (પગલાંનો અવાજ સમજી મુંગી બેસે છે.) ઓહો ! તમે મેહેરબાનું ! કેમ, આજે લેત થયું ? તમે તો હંમેસ મારી પહેલાં સુવા આવતાંતાંને......?

મેહેરબાનું—(શીરીન પાસે બેસી જઇ) હા, પણ અવવારા તો બારેજ વરે થયા. ધીકરી ! ખાલે તો તું કમ્મર દુખવાના ને માથું દુખવાના ફરીયાદ કરતાથાં, ને હજુન સુવા કેમ નહીં ગીયા ? જા, સુઇ જા, સુઇ જશે તો દુઃખના જોર નરમ પડસે. એમ બેઠાય શાના ?

શીરીન—(મેહેરબાનુંનો હાથ પકડી) મને ઉંઘ નથી આવતી.

મેહેરબાનુ—ઉંઘ શું કામ નથી આવતા તે હું સમજુંછ.

શીરીન—(કાલાવાલા કરી) હું શું કામ દુઃખી થાઉછ, તે તમે જો સમજતાં હોવ તો, મને મેહેરબાની કરી કંઇ સુચવો કે બે, ત્રણ દીવસ પછી હું શું માયજી બાવાજીને જવાબ આપું?

મેહેરબાનું—ધીકરા, નહી ધારેલા બોજા, થારી ઉપર આવી પરીયાચ પણ તે ઉઠાવવાને, થુંને બનતી મદદ કરવાને હું જરાબી પાછળ હથવાના નથી. હું તો થારા સારામાંજ છઉં. જો, થુંને મારી ઉપર વીસવાસ હોય, તો હું કેહવું તેમ તું ચાલશે કે? થેનો મને ખાથરીપુરવક જવાબ આપ.

શીરીન—તમે મારા મુરબી છો. જેમ તમે કેહેવ તેમ હું ચાલવાને ખુશી છું. લેવ, જોઇએ તો વચન પણ આપું છું (વચન આપે છે.)

મેહેરબાનું—એમજ છે તો સમજ. થું ગમે તેટલા કાવશ સાથે પરણવાને હાનાબાના કાઢશે તો તે કંઇ થારા હોશીયાર બાવાજી આગળ થારા ચાલવાના નથી. હવે મને બરાબર સમજી લે. હમણા હું સુવા આવતાથા ને સોરાબ બગીચામાં જતાથા તે મેં એને જાણી જોઇને પુછયા કે કેમ શેઠ કયાં ચાલ્યા? થે મને કેહેયા કે બગીચામાં ફરવા, જરા ખાધેલા જેરવવા જાઉંછ. મેં કેહયા કે વારૂં ભલે. પછી મેં પુછ્યા કે બાવા હમણા ઘરાનમાં કંઇ સુધારા વધારા થયા કે? તે કેહયાં કે થોડા ઘણા થયા. મેં જાણી જોઇને એવા બીજા તીજા ઘણા વાત કીધાં, પછી પાછા મેં બોલ્યા, કે ચાલો, શીરીન મારા સુવાને વાસ્તે વાત જોતા હશે, ને મેં કહયાં કે મારી દીકરી શીરીન ઘણા સ્યાણા ને અકકલવાલા છે; એવા એવા, મેંબી થારા ખુબ વખાણ એની આગળ કર્યાં. મને થો એવા લાગા એના મોહનામાં કંઇ થારા વાસ્તે જાણે પાણી છુટતાતાં, ને થારાને થારાંજ હમે વાત કરીયા કીધા, તેથી મને આવતા અવવારા થયા. ચાલ, હવે જલદીથી બોલ, આ છોકરા સાથે થારા વીચાર છે? હું તુંને એની સાથે પરણાવવાને કાંઇબી કરીને મારા માથે જોખમ લેવું. કેવા પહેલવાન જેવા ને એના વાતબી કરવાના મને તો ઘણા પસંદ છે. તોખમે ખરા ખાનદાની ઇરાની છે.

શીરીન—એ બધું ખરૂં ! પણ ચાર દીવસમાં કેમ થશે ?
મેહેરબાનું—થેની થુંને ફીકર કરવી નહિ. મને ફક્ત હા, નહિ થો ના કહે.
શીરીન—એક મુંજી ચંડાલના હાથમાં સપડાવવા કરતાં તો તો આ માણસને હજાર હીસ્સે સારો ગણ્યુંછ, ને તમે બીચારાં કાંઇબી કરી મારૂ લગન એક સારા માણસ સાથે કરવા ઇચ્છોછ; તો હું મારા લગનની બાબદ તમારા હાથમાંજ સોંપી દઉંછું, કે જે તમે કરો તે ખરૂં. વાસ્તે હું તમુને જવાબ આપુંછ કે હું એ મારા દેશના છોકરાંને પરણુવાને ખુશી છું.
મેહેરબાનું—શાબાશ ધીકરી !
શીરીન—મારા લગન આ છોકરા સાથે સુખી નીવડશે કે નહિ, તેની પણ મને દરકાર નથી. જો કદી દુઃખી સંસારબી નીવડે તો પણ હું ચલાવી લઇશ. પણ પેલા શેતાનના હાથમાં તો કદીબી નહિ જાઉં.
મેહેરબાનું—ધીકરી, થુંને થારા દેશના વતની ઉપર વીસવાસ છે તેથી પરવરદેગાર તારી મુરાદ જરૂર પાડ પાડશે. હવે ખુદા ને યાદ કરી પોઢી જા, કે તે થુંને સારા રસ્તા બતલાવે અને થારા કામમાં મદદ કરે. હવે મોડા થઇ ગયાચ, પછી સવારના વાત આગળ ચલાવશું. જે ખુદા કરશે તે કોઇ નહિ કરશે.
શીરીન—(આ વાતથી ખુશ થઇ જઈ, મેહેરબાનુંને કોટી કરી વળગી પડેછ.) ઓ મેહેરબાનું હું તમારી પગથી કે માથાં સુધીની આભારી છું. હું આ ઉપકારનો બદલો કેમ વાળીશ ?
મેહેરબાનું—થારા કામતો પાર પાડવા દે. અગાઉથી શાણા વીચાર કરેછ ? (બેઉ જણા જરથુસ્ત સાહેબની સબી નજદીક ગુંઠને પડી પગે લાગી, બતી ધીમી કરી, પોતપોતાના બીછાણામાં સુએ છે.)

(શીરીનનું ધકધ્યાંન આવતી કાલે શું થશે ? મેહેરબાનું મને સોરાબ શાથે કેમ ઓળખ કરાવશે ? એવા એવા ખ્યાલો કરતાં ઘણેવારે, શીરીનની આંખ લાગી જાય છે; અને પછીથી પાછલી રાત પડતાં એક સ્વપ્નો જોય છે, કે જેમાં તેણી પોતાની બંદગીનો જવાબ મેળવે છે.)

## સ્વપ્નો.

તે એક સવારનું પરોઢીયું હતુ, અને રોશન ખોરશેદ પોતાના રહેઠાણમાંથી ધીમે, ધીમે બહાર નીકળી, પોતાના ચલકતાં તેજથી તે બાગે બહેસ્ત જેવા બગીચાને રૂપેરી પીછોડીથી મઢાઇ નાંખતો હતો. રંગબેરંગી પક્ષીઓ, આખી રાતની શાંતી પછીથી પોતપોતાના માળામાંથી મધુર ગાયન ગાતાં ગાતાં બહાર પડતા હતા. જાતજાતના ફુલોનો પમરાત ઠંડી લ્હેરકી સાથે ભેલાઇ બાગને મખ-વાસથી વધાવી લેતો હતો. જ્યારે એક ફુવારામાંથી પાણી પુર જોસમાં ઉડતું હતું, તેની કીનારીએ પરીયાંરૂપી રૂપ-સુંદરીઓ એક બીજા ઉપર ફુલો નાંખી તેમજ ફુવારામાંથી પોતાના હાથોમાં પાણી ઝીલી એકમેકને છાંટી મજાહ મેલવતાં હતાં.

ફુવારામાં જાણે કંઇ જાદુઇ રસ્તો હોય તેમ બે રૂપેરી પાંખવાલા ભુલકાઓ શીરીનનો હાથ પકડી બહાર લાવે છે અને ફુવારાની કીનારી ઉપર રમતી સુંદરીઓ તેણીને એક રાણી મીસાલ માન આપી ફુલોથી વધાવી લઇ, એક ફુલની બેઠક ઉપર બેસાડી એક નાનું તાજ પહેડાવે છે. પાછા રંગરાગ ગાઇ શીરીનને રીઝવે છે. ગાઇ રહ્યા પછી તે પરીયાંઓ ફક્ત બસારતથીજ શીરીનને કહેતા હતા, કે તું ખુદાપર ભરોસો રાખ અને તારૂં કામ હોય તે જેમ બને તેમ જલદી આગળ ચલાવ. ખુદા તુંને જરૂર મદદ કરશે. એવી નીશાનીઓ કરી તેઓ પાછા ફુવારામાં ઉતરે છે, અને પેલા બે ભુલકાં શીરીનનો હાથ પકડી પાછી ફુવારામાં નીચે લઇ જાય છે.

(આ સ્વપ્નો જોઇ રહ્યા પછી શીરીન ઉંઘમાં ચીચીયારી પાડી, કંઇ બબડે છે. આ ખોદા! શું ફક્ત ખાલી સ્વપ્નો!)

**મેહેરબાનુ**—(ચીચીઆરી સમજી જાગરૂત થાય છે.) ઉઠ બેટા! શું છે? શું થારા જીવ ગભરાયછ? કે કંઇ સપના જોયા? શું છે માય? જરા ઉઠીને બેસ.

શીરીન—સ્વપ્નો જોયો, બીજું મને કંઈ નથી. ફકત હું સ્વપનાથી ઠગાઇ.

મેહેરબાનું—વારૂં, ભલે ભલે જરા ફાણી પી, ને તારા જીવને ઠંડા કરી મને કહે કે શું સપના જોયા.

(પાણી લાવી આપે છે. શીરીને જે સ્વપનો જોયો હતો તે ટુંકમાં કહી સંભળાવે છે.)

મેહેરબાનું—ઘણા સરસ, ઘણા સરસ સપના તેં જોયા. પાછલી રાતના સપના ઘણા ખરા ખરાજ પડેછ. હવે થું ને સપના થારા કામ જલદીથી કરવા કહેછ, તો, મારાબી તેવાજ વીચાર છે કે આપણે ઉટાવલ કરવા જોઇએ. ચાલ ઉઠ, ઉતાવળ કર, પછી વધારે ઉજાસ પડશે, તો એ કામ નહિ થાશે.

શીરીન—શું જલદી કરૂં ને જલદી વેકું?

મેહેરબાનું—તારા રોજના સવારના બંદગી.

શીરાન—(બીછાનામાંથી ઉતરી સ્પેતમાન જરથોસ્ત આગળ હાથ જોડી સવારની બંદગી કરે છે.)

બંદગી.

"નમું છું તને આ ગરીબ નવાજ,
બતાવ્યો મને નેક તેં રોજ આજ.
ગઇ રાતના તેં બચાવી ખુદાય,
મને મોતમાંથી કરીને શાહાય.
ઉમેરીયો દીવશ જીંદગીમાં એક,
કીધી તેં વધુ મહેર દાદાર નેક.
તને હું નમી આ બંદગી કરૂંછ,
પગો પર હરખ સાથ માથું ધરૂંછ.
દુવા આય માંગી કરી આજ રોજ,
કરો કુલ આમીન પદરે ફીરોજ."

(મરહુમ કવી ફીરોઝ બાટલીવાલા.)

શીરીન—મેહેરબાનું ! મારૂં કામ પુરૂં થયું છે.

મેહેરબાનું—ભલે, થારા સપનાના માયના એવા થાયછ કે તાજ પહેરી રાણી થયા; એટલે થું થારા ધણીના ઘેરના રાણી થયા. અને સફેદ કપડાં તેં પેહેરીયાં તે શાદી રામશનીના નીશાની સમજવાનાં.

**શીરીન**—રાણી ને રાજો ! શું તમેબી ?

**મેહેરબાનું**—થારા નખરાં છોઢી દે, ને થારા નવા ઉચામાંના ગુલાબી રંગના કપડાં ને પેલા સોનજા મજાના જણુસ છે તે પેહેર. ચાલ, હુંબી થુંને મદદ કરૂંછ (જબરદસ્તી કરી ખુબ એશ્કી કરેછ.)

**શીરીન**—હવે શું કેહેવોછ ?

**મેહેરબાનું**—તેં મને વચન આપ્યા થા કે જેમ થમે કહેશો થેમ હું હુ ચાલશ, તે ભુલી ગયા કે ?

**શીરીન**—નહિ ! નહિ ! હું મારૂં વચન પાળશ.

**મેહેરબાનું**—ત્યારે તું હમણા સોરાબ આગળ જા, અને ફકત બે બોલ વાત કરી, પીછાણ કરી આવ, એવા મારા કેહેવાના છે.

**શીરીન**—અરે મેહેરબાનું ! હું એક પારકા મરદ સાથે કેમ ઓળખ કરૂં ?

**મેહેરબાનું**—તે કંઇ પારકો નથી, તે આપણો પોતાનોજ છે. થે, થુંને અને થું એને આજે થોડા દીવસ થયા ઓળખો છો, પછી શું છે ? ધીકરા સવાર પડી જશે તો બહું ખોટું થાશે, જા ધીકરી, જા.

(શીરીન બીહ, ધ્રુજી, ભરાતી છુપાતી સોરાબના રૂમમાં જાયછ. સોરાબ ઉંઘમાં પડેલો છે. શીરીન હીંમત લાવી તેના માથાં નજદીક ઉભી રહી વીચાર કરેછ. એકાએક યાદ આવતાં ગુંઠને પડી કંઇ ગાવા મંડી જાય છે. હજુન તો એક બે લાઇન ગાય છે, તેવામાં સોરાબ અવાઝથી ઝબકીને ઉભો થઈ આજુબાજુ જુએ છે. શીરીન નજરે પડે છે.)

**સોરાબ**—(માયાથી) અરે આ બહેન ! આ પરોધ્યાના વખતે તમારા જેવાનું અહિયાં આવવાનું શું કામ ?

**શીરીન**—(એક બે સેકંડ ચુપ રહી, પાછું પહેલ્લેથી ગાયે છે. સોરાબ ધ્યાન દઇ સાંભલે છે.)

(શીરીન, ગુંઠને પડી ગાય છે.)

ઉઠ ઓ, સહેલાની,
કર પીછાન મુજ અબલાની.

અરજ કરૂંછ હું પરોધ્યામાં આજ,
સુની લે મુજ મુશ્કેલસની દાજ.

શર્મથી જણું છું એ સહેલાની સજાત,
વચન પાળવા રહીશ નહિ હું પછાત.
હુકમ થયો છે મુજ દાસીનો આજ,
સમજી નહિ મુજનો દરજ્જો આવીછ તુંજ પાસ.
વચનથી બંધાઇછ હું, બાહોશ દાસી સાથ,
સીતારો ફેરવાઇ મુંજને આપીછ આ થાપ.
સમજ, હું ફસી છું તારા મંદીરમાં,
તૈયાર છું ભટકવા, જંગલ કે શહેરમાં.
ખાવીંદ તણી ફરજો બજાવું હું આફતોમાં,
દુઃખ સુખનો સંસાર ભોગવશ, હું લહેરમાં.
સમજ્યાં છે તારા કામો બહાદુરીના,
ખીણો, ખેતરો ફુલાવ્યાછ તેં મેદાનમાં.
શું તારા ગુણો ગાવું અંધારી રાતના,
જો ગાવું તો પડે પાછલો પહોર જરામાં.
આશા ઉમેદનો એ દાદ લેનાર,
ગમી ને ખરી દાદનો એ વખાણનાર.
ન પજરાંવતો સીનામાં રાત દીનનો ખેદ,
કે ફરી આવીને ઉભી રહે આ રડતી ઉમેદ.
નહિ હોય તારી મરજી એમાં,
કોશેશ કરી મુકજે તેને તું અમલમાં.

(સોરાબ શીરીનને પોતાના હાથનો ટેકો આપી ઉભી કરે છે.)

**સોરાબ**—બહેન, શું કામ કરગરોછ? એમ કરવાનું કંઇ કારણ નહિ તો કંઇ પણ ભેદ હોવો જોઇએ?

**શીરીન**—(ભાર મુકી બોલે છે.) હા ભાઇ કારણ છે, ભે...દ છે, બધુ છે. પ...ણ રે, ભાઇ આજે હું બોલી ગઇ તેનો મને જલદીથી એકજ હા, નહી તો ના, નો જવાબ આપશો તે હું સુખી થઇશ.

**સોરાબ**—જવાબ! આટલો જલદી જવાબ તો શું આપું?
(શીરીન શરમાઇને ચાલી જવા જાય છે. સોરાબ અટકાવે છે.)
નહિ નહિ, આપુંછ ત...તમારો જવાબ આપુંછ.

(સોરાબ જવાબ વાલે છે,)

મહોબત ને માયાની દયાળુ દેવી,
આતો છે ગરકાવ કરનારી અજાયબી.

કે આ અંધારી સીંહા જેવી રાતના,
શું જોવું છું સાચ્ચુ, કે સ્વપનામાં.

સીધાર સુખેથી તું ફતેહ કરી,
ખુશી ને ચમનમાં ભલે તું રહી.

ફરી જઇશ નહિ મું જની ઝબાનથી,
દરી જઇશ નહિ હું દેવ કે સયતાનથી.

નમું છું તુંને એ ઇરાન વતની,
પાળસ વચન હું તારો દાસ બની.

ચાહુંછ કે તુંજ જેવી નાર હર ઘેર પેદા પડો,
બજાવી ખરા અંતઃકરણની ફરજ, પાડ પાડો.

**શીરીન**—આજથી હું તમારી હેશાનમંદ છું.

**સોરાબ**—હું પણ તમારો ઉપકારી છું (શીરીન નમીને છુટી પડે છે.)

**સોરાબ**—શીરીન જરા થોભો !

(સોરાબ અટકાવવા જાય છે, પણ શીરીન ઝપાટામાં બહાર નીકળી જાયછ. સોરાબના હાથમાં શીરીનના બાલમાંનાં બે ત્રણ મોતી આવી જાય છે. જે લઈ સોરાબ ફાટેલે ડોળે સ્થીર ઉભો રહે છે. શીરીન પાછું ફરી હસે છે. મેહેરબાનું દરવાજાની બહાર ખુશ થઈ શીરીનને વળગી પડે છે.)

## અંક બીજો.

### પ્રવેશ પાંચમો.

(નરીમાન નોર્યો કાખમાં લાકડી, હાથમાં છત્રી, ભણવાની ચોપડી, ગાંઠીયાં ભજીયાંના પડીકાં, પાણીની બાટલી, બધું ખભાં ઉપર ને અહિં તહિં લટકાવીને દરીયા કીનારે આવી એક મોટા ઉંચા પથ્થર ઉપર બેસી, છત્રી ઓઢી ખોટું ભણવાનું ઢોલ કરી, રતીની વાત જોતો બેસે છે. કંઇનું કંઈ પવનથી ઉડી જાય છે. જો રૂમાલ કાઢી મોઢું લુછવા જાયછ તો ગાંઠીયા ભજીયાના પડીકાં ઉડી જાયછ.

તેટલાં એક પથ્થરમાંથી કરચલું નીકળે છે, તેને લાકડી લઇ મારવા જાયછ, તેથી છત્રી જમીન ઉપર મુકેછ, તે પણ ઉડી જાયછ. પછી કેહી ટોપી પહેરી ભણવા બેસતું તેની મુઝવનમાં પડેછ, અંગ્રેજી હેટ પહેરી ભણાય નહિ. તો લાવ પારસીની મખમલની ટોપી પેહેરું, કરી હેટ કાઢી નજદીકના પથ્થર ઉપર મુકે છે, તે પણ પવને ઉડી જાય છે.)

નરીમાન—(જરા બરાબર ગોઠવાયા પછી મોટટી છત્રી ઓઢીને બેસે છે.) અરે, બધું સરખું કરતાં કરતાં ને ભોંય ઉપરથી ઉચકતાં ઉચકતાં મરવા પડયો, હવે કેમ થશે ? પણ, હાઉ, પવન છે. હં ! મારા ખોદા ! હાઉ, પવન છે? શું પવનનું જોર છે? મને તો હીસવી હીસવી દોડરો કરી નાંખ્યો. પણ મારી થાક તો જરાવારમાં આવા પવનથી ઉતરી જવાનીજ. પ...ણ બધીજ તેમપરેચર નહિ ઉતરી જાય તો સારું ! નહિ તો ઠંડોગાર થઇ જવશ. આ......લો પણ, પેલી શુન્ના મોહર જેવી નાર હજુન કેમ નહિ આવી ? તે આવા પવનના સપા- ટાથી રખેને ઉડીને દરીયામાં માછલીની સાથે તરવા તો નહિ મંડી ગઇ હોય ! (રતી દુરથી આવતી જણાય છે.) મારા બાપ ! આવી આ......વી ! કમબખ્તી ! આખરે આવી તો ખરી. ઓ શું કરૂં ? મારૂં કલેજું તો ઉઠલાઇ જાયછ ! ઓ ! મારા બેહેસ્તમાં સુતેલા બાપ ! તું......તો જાણેછ કે કોઇ કાલે જનમમાં, કોઇ દહાડોબી મેં ભણવાની ચોપડી પકડી નહિ હોશે. તે હું આજે કેમ પકડું ? તે ફકત આજનોજ દહાડો મને શીખવ કે કેમ પકડવાંની......ઇઇ...બાપા ! હા, પરણવાનું દુ:ખ છે. બેહેસ્તી બાપ ! તું છુપી રીતે મદદ કર. ને કેહ કે દરીયા આગળ બેસીને શું ભણવાનું. હું તો મુદ્દલ જાણતો નથી. (બળાપો કરે છે.) અરે હું ભુલ્યો, દરીએ મલવા આવવાને બદલે આલુબાગમાં આવવા કહેતે તો સારૂં થતે. કે ત્યાં જરા ધુવડ જેવાનુંબી મલતે ને વળી વાંદ- રાને શીંગ નાંખવાનીબી મજાહ મલતે. આ તો કેહેશે કે છતાં આવાંઇઝદ આગળ આયાને ભણતાં શું દુ:ખ ભરાયછ. તો પછી ! (જલદી જલદી ખોટટાં ખરાં પાના ફેરવેછ.) પ...ણુ શું ભણું આવાં યસ્તના ગાથા, કે......મેહરયસ્તની

આપની, કે......ખોરશેદની દુવાનામસેતાયસની ? (રૂમાલે મોઢું લુછેછ ને પથ્થર પર મુકેછ) અરે ચોપડી કોઇએ તદન ખોટી છાપીછ, જે તે એક ચીજ એમાંથી નહિ મલતી. બધું સો જાતનું અંદર ભણુવાનું છે, તેથીજ મને ઘોટાલો થાયછ. (સુરજને જોઇ, હાથ જોડી ઉભો થઇ) ઓ......હો ખોરશેદ રોશન! મને જલદી કંઇ ભણુવાનું યાદ આપ! ખોરશેદ જેમ તું ઝપાટામાં મારી આગળ આવતો જણાયછ, તેમ મારી ધણીયાણીબી મારી આગળ આવતી જણાયછ. ઓ સુરજ બાવા! મને કંઇ યાદ આપ! (જોરથી ખંખાર મારી) હં હં હં હં હં......હં......હં બેહેસ્તી બાવાનું નહિ પણ બેહેસ્તી બપાવાનું ભણુવાનું યાદ આવ્યું ખરૂ! એવન તો હંમેશ એજ...એજ ભણુતાતા, તે હુંબી ભણું. એ શું જાણુશે કે હું શું બડબડું છ. દુરથી મારો રળીયામણો સાદ સમજ્યા કરશે, ને વધારે નજદીક આવશે કે, તાહેલા મારવા મંડી જશું. (રતી આવીને ઉભી રહે છે, પણ નરીમાન ધુંઈમાં ને ધુંઈમાં ચોપડીમાં મોઢું રાખી મોટથી ભણ્યા કરે છે.)

ઉં...ઉંકું કુંકું આદરીઆન બાદ,
બહેદીનના બચ્ચા તું રહેજે આબાદ.

ઉં...ઉંકું કુંકું ઉ પતેતામાં ગોસ,
એતો માહરો જીવે જાનનો દોસ.

ઉં...ઉંકું કુંકું માગણ બોઇ,
એ નહિ ખાવું તો વધે કેમ લોહી.

ઉં...ઉંકું કુંકું બાફેલું ધડું,
એ તો માહરા મોહનામાં નહિ ગુસ્તું.

ઉં...ઉંકું કુંકું ગરમ ધાનશાક,
મારે વરે રાખજે પોચ્ચો કવાબ.

ઉં...ઉંકું કુંકું બકરાનું માથું,
જંગલમાં રાણી બીલાડું નાથું.

ઉં...ઉંકું કુંકું ભાજી વતેણા ધરતુ,
એમાં તો કંઇ તીખ્ખું નહી દીસતું.

ઉં...ઉંકું કુંકું વાળમાં ખરીયા,
વચ્ચે તો મુંવાં કાકાજી નરીયા.

ઉં...ઉંકું કુંકું કારમ ને પેર,
મારી ધણીયાણીને લઇ ગયાં દખમાં વેર.

**રતી**—(જાત જાતના ડોકાં કરી) શું? મારા ધણીયાણીને લઇ ગયા દખમા વેર! કેમ! એટલા વારમાં બૈરીને ગાલ્લ ગલોચ્છ કરોછ.

**નરીમાન**—મેં! મેં! મેં!...કંઇ ત...તમુને ન...હી! હું તો ભણુતો તો.

**રતી**—(મશ્કરી કરી) શુંઉ.....તત.........તમુંને નહિ! લાવો જોઉ શું ભણોછ.

**નરીમાન**—પ.....છી ચોપડી આપશ. (એકદમ ભલતી વાતપર ઉતરી પડે છે, અને ઉંચા પથ્થરપરથી કુદકો મારી રતી આગળ આવે છે.)઒! માઇ! શું સરસ છત્રી!

**રતી**—અરે હું અહિયાં આખ્ખી માખ્ખી ઉભીછને છત્રીને શું કરોછ? વાયરે! છત્રી સાથે પરણુવાના છેવકે?

**નરીમાન**—(રતીનું કંઇ સમજ્યું નહિ હોય તેમ) જા...જાપાનીસ છે કે અંહ! કયાંથી લાવી તું? અંહ!

**રતી**—મુંઇ રાણુ જાપાનીસ કોણુ? હું તો નવસારણુ છેઉ.

**નરીમાન**—નવસારની કરતાં જાપાનીસ તો વધારે સારી લાગેચ.

**રતી**—મરેરે! એકદ્દરને કયાંનું કયાં ઢીલ દીધું.

**નરીમાન**—બત, હાઉ! હું તો એ ખબર છું. તું મારી પુતલી ડારલીંગ સ્વીટ, મારી સામે કયારે આવીને ઉભી? હું જાણુતો પણુ નથી!

**રતી**—઒ વાયરે! આંખ છે કે મોવરા!

**નરીમાન**—(સુગઇ, દાંત કચકચાવી) અરે હું મોવડું કદી નથી પીતો, બસ બીરાનડીન, બીરાનડીનનીજ બોતલ.

**રતી**—ધરેરે! એ બધું બકોચ શું? એ જાપાનીસ મુંઇ કોણુ? બીરાદરની બીલાડી કોણુ? ને...એ પછીબી બકતાથા કે ઓ! ખોરશેદ! ઓ! રોશન! એ ચોતલાખરી ચાર, ચાર જણીઓ કોણુ મુંઇછ? (ચીરડાઇને) લાવો, તમારી ભણુવાની ચોપડી જોઉં? એ બધું ખોટું ખરું શું ભણુતાથા? (ચોપડીના પાણા ફેરવે છે.)

**નરીમાન**—(એકદમ આગળ જઇ) લાવો, તમારો કાકાજી પાસેનો જવાબ જોઉં!

**રતી**—(ગુસ્સેથી) કંઇ જવાબબી નથી, ને બવાબબી નથી.

**નરીમાન**—(ચોંકીને) ત્યારે તું જરા કબાબ ખા,......ને પછી મને જબાબ આપ. મારાં ગાય, ગોલાબ! જરાં ઠંડી પર! ઠંડી પર! એમ ગરમ ગરમ શું થઇ જાયચજો?

(એક પથ્થરપર રતીને બેસાડી, પોતે પણ બાજુમાં બેસી, ભજીયાં ચટણીનું પડીકું છોડે છે, ને બેઉ જણા ખાય છે.)

**નરીમાન**—(ખાતાં ખાતાં)

જરા બેસરે તું નવાબ,<br>
ખાં તું ગરમ ગરમ કબાબ.<br>
ખરી હોય તો કરજે તું સવાબ,<br>
આપજે મુંજને સાચ્ચો જવાબ.<br>
ખાં તું આ ચટણીનો ખતાસ,<br>
ને ના માંરતી જરાપણુ લભાસ.<br>
નહિતો દેખશે મારી લાકડીનો તીખાસ,<br>
લગનની વાતમાં આવેછ મને ચીકાસ.<br>
પણુ રખે મારે તું કંઇ દપ્રાંસ,<br>
તો મારે ગલે હું મારશ ફાંસ.<br>
ને નેમસ હું એક જુઠો લવાદ,<br>
જે બતલાવશે તને બરોબર સવાદ.

**નરીમાન**—હવે કેવી દાઢી લાગેચ! દીકરા "હસ્તાં ઘર વસ્તાં" તે તું જાણેછ કે? હવે તારી ઘી જેવી વાત આગળ ચલાવ.

**રતી**—(મોટટો ચીઓ કાઢી, વાત શરૂ કરે છે.) અં.........કા... કાકાજી તો......ઓ કંઇ સમજતા......નથી.

**નરીમાન**—શું? તારા કાકાજી બહેરા છે? કાન આગળ એક મોટટી જેવી તોપ ફોરની કે પોતાની મેરે સમજે. લગનની વાત આવી એટલે કાકા મામાને ખરચ કરવો પડે, તેથી મતલબના બહેરા થઇ ગયા હોશે,

**રતી**—નહિ, નહિ એવન કંઇ મખમલના બહેરા નથી. એવન તો સમજેછ.

**નરીમાન**—ત્યારે ડોસો બરાબર જવાબ કેમ નથી આપતો.

રતી—(લાડ કરી) પ...—ણુ તમે તો ધ......ણી ઉતાવળ કરોછો, તે.........તે હું કેમ બોલું ?

નરીમાન—ચાલ, તીખ્ખી ચટણી ખાઇને ઠંડીપર. પછી બોલસે, તો જલદી જલદી બોલાસે.

રતી—(પાછું) કાઆ..........કા.......કા..........કાકાજી કેહેચ.

નરીમાનન—(સ્વગત—મારૂં તો બા પાંકી આવ્યું (માથું ધવડી) બેંસાસુર પાડોની કાની ધીરે ધીરે બોલેછ. મશ્કેરી કરી) અરે શું.........કા.......કા.......કા તારા કાકાને, ગુંદરે બે પાંખ વળગાવી દે, કે કાલા કાકા સાથે મીક્ષ થઇ, કા—કા કા—કા કરતો ડુંગર ઉપર ઉડી જાય, તો પછી આપણી વચ્ચે પડશેજ નહિ.

રતી—(છત્રીએ રેતીમાં રમતી રમતી) પપ ..ણુ સમજોની ?

નરીમાન—અરે શું સમજે ? કમ્પાલ ! હું ઉતાવલ કરૂંછ ને તું આટલી ધીરી ! (પોતાની લાકડી લઈ ફેરવે છે.)

તારો શોભતો મોટો કાકો કાકરી,
એને મારી આગળ તો જરા લાવની.
કે માથામાં મારૂં બે મોટી જેવી લાકડી,
કે ફરી વચ્ચે પડે નહિ એનો બાપબી.
છે મકદુર લડવાની કાકા કાકરીની,
લગન વચ્ચે પડશે તો કરસ બે ફાટ એનાં માથાંની.

રતી—(પોતાનું માથું લાકડીથી સંભાળે છે) નહિ, નહિ ! ધીરા પડો ! હું...હું...હું જલદી બોલુંછ. મારા કાકાજીનું માથું ના ભાગતા. છે તે.....છે તે...અ......છે તે કરીને......કરીને ......અં......કરી.........

નરીમાન—(ધમકાવતા) વરી પાછી કોપરાંની કરી, ને હીનું દોહોરૂં દોહવવા મંડી ગઇ ?

રતી—(બીહને, હાથ મસલતાં મસલતાં ઘણુંજ ફાસ્ટ બોલે છે) "કે......કે......કરીને મારા કાકાજી તો કંઇ સમજતાજ નથી. જરાક દીકરી એક બે મહિના થોભી જાવ. કેહેચ કે...... કાકીજીની છમસી જાય નહિ ત્યાંસુધી એક બોલબી લગનનો નહિ બોલાય. તે એ...જરા એવન કહેચ તેમ તમે જરા મારે

ખાતર થોભી જાઓ. (સ્વગત–કાકાજી હા કહેચ એમ કહી દઉં, તો એવનની ટંગરી ઉંચી થઇ જશે. આસ્તે આસ્તે દમ ભરાવીને કામ લેઇએ તો સારૂં.)

**નરીમાન**—છટ નોનસનસ! મારેથી બે મહિના નહિ થોભાય. શું? તમે લોકો બે મહિના સુધી રોજ માચી ચહરાવ્યા કરશો? તું તો કહેતીતી કે ફકત ચાર દીવસ માચી ચહડાવવાને વાસ્તે હમો આયાતા. વળી વાત લાવીચ તે જો? બુઢા કાકાજીની સુઝમાં મને બકાવવા આવી!

**સ્તી**—(આગલ જઇ નરીમાનને ઠંડો પાડે છે) વહાલા નરીમાન હમણુંાંજ મને એક પ્લાન યાદ આયો તે તમે કરશો, તો જલદીથી નીવેડો આવશે.

**નરીમાન**—હા, હા, ડારલીંગ. તે શું ત્રીક છે? હુંબી તો જલદીજ નીવેડો લાવવા માગુંચ. કહે ડારલીંગ સે...સે...સે...હાઉ નીવેડો લાવવો?

**સ્તી**—(પર્સમાંથી એક કાગજ્યું કાઢી) તે એ કે તમે આ મારૂં લખેલું, ન્યુસપેપરમાં શાદી રામસનીની કોલમમાં છપાવો.

"એક ખુબસુરત, ઇગ્લીશ સ્ટાઇલવાલા પારસી ગૃહસ્થ બહું ઉતાવળે લગનના ગાંઠથી જોડાવા માંગે છે. ઉમર વરસ ચાર દશ, ને ઉપરથી વળી સાત દીવાળી વધારે જોયલી. વળી પાંચ પૈસે સુખી છે. ઘર સંસારનું ફરનાચ્યર કે કપડાં લત્તાં કે જણસ દાગીના પણ જોઇતા નથી. વળી કોઇ કાલી ને કોઇ ગોરી હશે તો ચાલશે, પણ સવાદદાર રાંધતા આવરે તેવી છોકરી જોઇએ છે. ગમે તેટલા વરસ હોય તો તેબી ચાલશે. દાંતબી હાથીદાંતના હોય તો કંઇ નહિ. ગમે તો પાંચ આઇગ્લાસ પેહેરે.ફકત પાંચ મીનીટમાં લગન કરી

બહારગામ ઉપડી જણાર છે.

છોકરીને હેયે રાખી ફરનાર છે.

સારો સ્વભાવ ધરાવનાર છે.

હીંમત દેખાડનાર છે.

પત્ર વહેવાર ખાનગી નહિ તો તદન ઉઘાડો. એમાંથી એક. લખો સાંજ, કયસર કે જામે, સમાચાર. નંબર ૪૭, અથવા ૪૪૭૭૦ માં નંબરે તેલીફોન કરો. નરીમાન નોર્યો".

**નરીમાન**—કેવી ત્રીક સમજાવી. લખાણુ તો જરાબી ભુલ વગરનું છે. એટલી બધી તું હુશીયાર છે તે હું તો નહિ જાણુતોતો.

**રતી**—અરે કાકાજી ગભરાઇ જસે, કે કોઇ બીજી પરણી જશે, તો પોતાકી મેરે ઉતાવલ કરશે. કેમ ?

**નરીમાન**—હા, ઓલ રાઇટ. ચાલ ત્યારે, તું ઘરે જા, ને હું ન્યુસ પેપરોનીપર શાદી રામસની છપાવા લખુંચ.

**રતી**—કયા ન્યુસ પેપરમાં ? તેનું નામ ?

**નરીમાન**—જેટલાં મુંબઇમાં છે, ત્યાં બધે જાહેર ખબર આપુંછ, કે કોઇબી ન્યુસપેપર કાકાજી ખરીદે, તો એવનના વાંચવામાં આવ્યા વગર રહે નહિ.

**રતી**—ઘણો સારો વીચાર. બરાબ......ર છે.

**નરીમાન**—આ ભજીર્યાં, ચટણી, કવાબ, કરકરીયા બધું વધ્યુંચ તે તું ઘેરે લઇજા, ને હું આ પાણીની બાટલી લઇ જાઊં. ચાલ, વેક (દોડ દોડ કરી) ચાલ રતી, સાહેબજી, સુરજબી અસ્ત પામવા આયોચ, રાત પડી જશે.

**રતી**—ગરજ પુરી થઇ એટલે સુરજ અસ્ત પામ્યો ને રાત થઇ ગઇ, કેમ ? પપ...ણુ પાછા કયારે આવશો તેની કંઇ વાત નહિ.

**નરીમાન**—(ગભરાઇ અકલાઇ) હા, હા. મલશું ! મલશું ! દીકરા હું......ઉં તો જાઉંછ. ટટા ! ટટા ! !

**રતી**—મલશું ? પણુ કયારે, સીધ્ધું બોલોની ?

**નરીમાન**—તું કહે ત્યારે ? સાહેબજી, સાહેબજી. ટપાલનો વખત થઇ જશે ! મને જરા જવા દે કે આજ રાતોરાત મુંબઇનાં પેપરોપર કાગળ લખી નાખું.

**રતી**—બસ, હવે વીરમાં પડયા.

**નરીમાન**—શું કરૂં. એજ ત્રીક મને પાલવશે. સાહેબજી સાહેબજી, (ચાલી જતાં) આવજેની પણુ તે કાલે આવજે.

**રતી**—(લગાર ગુસ્સેથી) વારૂં, વારૂં. સાહેબજી. (છુટા પડે છે.)

# અંક બીજો.

---

## પ્રવેશ છઠો.

---

(શીરીન મેહેરબાનુંના ખોલામાંથી ફુલો લઇ ટી ટેબ્લ ઉપરના ફલાવર વાઝમાં ગોઠવે છે. ધના, જીલા, શીરીનને મળવા આવે છે. બધાં એકમેકની ખબર અંતર પુછી ખુશાલ તાહેલા મારે છે.)

શીરીન—(શેકહેન્ડ કરતાં) જીલુબાઇ, કંઇ ઘણે ઘણે દહાડે આવ્યા?

જીલા—શું કરૂં બહેન! જેવી ફરસદ મળી કે પેહેલ્લે તુંનેજ મળવા આવી. પણ તું તો આવીજ નહિ કેની? (સામેથી ધનને આવતી જોઇ) લે, ધનબી આવી. પાછાં બધા ઘણે દહાડે તાહેલા મારવા એકઠાં થયાં.

ધના—(જીલાને) તું અહિયાં કયાંથી આવી?

જીલા—દીકરા હમણુંજ, પાંચએક મીનીટ થઇ. છે (ખુરશી આપતાં) બેસ દીકરા, જરા મજાહ કરીએ.

ધના—(પોતે બેસતાં શીરીનને) કેમ! શીરીન કેવી ખબર?

શીરીન—સૌ સારી.

જીલા—(એકાએક યાદ આવતા) અરે! શીરીન! પેલા એરકીટાઇત બરમુછયા પરોહણાએ તારો પીછો છોડયો કે નહિ?

ધના—હા ખરા! શીરીન એ અબલગામંનાનું શું થયું? એના મનમાં કે મુછ વગર તો હું ઘણોજ શોભુંછ. હંકે! પણ એ જાણતો નથી કે "મરદ મુછાલો ને બળદ પુછાળો" શોભે! તે.........

જીલા—હારે! હમણા બળદની પુછડી કાપી નાખ્યે તો કેવો લાગે? એ......તો સદંતર બાંદા ઉંદર જેવો લાગેછ. (બધા હસે છે.)

ધના—(શીરીનને) તું કંઇ એના પૈસાપર કે એરકાત ફેરકાતપર લોભાઈ જઇ, ગડબડ સડબડમાં પરણી ના જતી જો! મને તો આટલોબી નથી ગમતો, બા!

શીરીન—નહિરે ધન! હું શું એની સાથે પરણું? અરે મારી બીજી સહીઓનેબી એને માટે સાફ ના કહું.

ધના—તું કહેચ તે ખરેખરૂં છે. પણ જયારે તારા મમા પપા તુંને

થોકીથાકીને પરણાવવાજ નીકળ્યાંછ તો એ પાછ માસ્તર નહિ
ને કોઇ બીજો.........

શીરીન—(જવાબ આપવા જાયછ, પણ અચકાઇ જાયછ.)

જીલા—ધના તું જોતી નથી કે, ટેબલ કોણને માટે શણગારાયચ તે ?
અરે તેવણ હમણાં ગરમ, ગરમ ચાહ પીવા આવશે
તે......ને......માટે......

ધના—હા. સમજી, સમજી, ત્યારે તો પેલા બીજા ઉંદર મામા
(હસે છે.)

જીલા—થોડા વખત પછી ધણીજીના ઘેરની ટેબલો શણગારશે...સમજી કે ?

શીરીન—(મનમાં હસે છે.)

ધના—ત્યારે તો આજે મહીરેની છેલ્લીજ ટેબલ શણગારી, કેમ ? હં ?

જીલા—જ્યારે સાસરે સીધારશે, ત્યારે પાછું બધું બીચારા માયજીને
કરવું પડશે.

ધના...તે તો છેજતો !

મેહેરબાનું—શું થારે, થમે ખુંમારા રેવાના કે ? ધીકરી તો સાસ-
રેજ સોભે.

જીલા, ધના—શીરીનબાઇ ! તમે કંઇ મુંગા મુંગા............

શીરીન—મારી હાલત કેવી છે તે તો તમુંને ખબર તો હોશેજ.

જીલા—હા, ખરૂં છે.

ધના—શું કરીએ ! એ નાપાકનો કંઇ રસ્તો કરવો જોઇએ ! આપણે
રમતાં જમતાંને જાણે નડવા આયો.

મેહેરબાનું—(લાંબા હાથ કરી) મુંગા બેસ, હજુન આસ્થે રહીને રસ્તા
કરવા આયાછ તે.

શીરીન—બન્યુંછ, ત્યાં સુધી તો એને દુર કરવાનું કીધુંછ.

ધના, જીલા—(શીરીન આગળ જઇ) ખરેખર !

શીરીન—હા ખરેખર, આજની સાંજમાં નહિ તો આવતી કાલમાં તો
જરૂરજ માયજી બાવાજી એનો, ને મારો રસ્તો કરવા, મારીજ
ઉપર ઉખેડવાનાં એવું મને લાગેછ, કારણ કે મારી જમણી
આંખ ઉડે છે.

જીલા—(કાને હાથ દઇ, શીરીનની ખુરશીના હાથા ઉપર બેસે છે.)
ઓ !...બાપરે !...

ધના—બાપરે શાણી કરેછ ? કંઇ નહિ શીખ્લાં, જે થાય તે સારાને કાજે.

મેહેરબાનું—કંઇ બીહવાના નથી, જે તે એક જીલદીથી રસ્તા આવે તે સારૂં..

ધના—મેહેરબાનું ! તમે આજે કંઇ ગરમ થઇ ગયલા લાગોછ ?

મેહેરબાનું—ગરમબી નહિ ને ઠંડાબી નહિ.

જીલા—ધન તું એ વાત પડતી મુંક ને બીજી કંઇ વાત કર.

ધના—શું વાત કરીએ.

શીરીન—વાત પુરી થઇ હોય તો કંઇ ગીત ગાવો.

જીલા—હા, હા.

શીરીન—મેહેરબાનુંને ગમે તેવું. હં કે ! (હસે છે.)

ધના—(અસારત કરી) હા જરા, ગુસ્સે થયાચ તે ઠંડા પડે તેવું કંઇ ગાઇએ.

ગાયન ૧૦ મું.

(ગાઇ રહે છે, તેટલાં તેહેમીના, મેહેરવાનજી આવી લાગેછ. સર્વે સીધ્ધાં સરખાં બેસે છે. ધના, જીલા ને મેહેરવાનજી લગાર ગુસ્સે હોય, તેવા લાગવાથી ગભરાય છે. તેથી એકમેક સાથે હલુકસે વીચાર કરી સૌને સાહેબજી સલામ કરી ખડતી માપે છે.)

તેહેમીના—(શીરીનનો બરડો ઠોકી.) કેમ દીકરા શું કરોચ ?

શીરીન—માયજી, હું તો ફુલ ગોઠવતી હતી, તેટલા મારી સહીઓ મને મલવા આવી.

તેહેમીના—હં મજાહતું.

મેહેરવાનજી—સહીઓને ફ્રેન્ડઝો સાથે વાત કીધી ને હમુંને આજે કેટલા દીવસ થયા તમે ઉડાવ્યાં કરોછ, અને જમવા આવોછ, ત્યારેજ તમે નજરે પણ પડોછ, ને પેલી વાતના પણ અખાડા કરતા ફરોચ.

શીરીન—અખાડા નહિ બાવાજી, તે વાત તો મને યાદ છે, પણ હું શું કરૂં ?

તેહેમીના—શું કરૂં શું ? દીકરા જે તે જવાબ આપી દેવ.

મેહેરવાનજી—તેહેમીના ! એ તમે શું બોલોચ ! જે તે જવાબ શાણો ? આપણે ગઇ કાલે કાવશાહ સાથે શું વાત કીધી તે ભુલી ગયાં કે ?

**તેહેમીના**—હા મારી ભુલ થઇજી. હું તદન ભુલી ગઇ.

**શીરીન**—(કરગરી તેહેમીનાના હાથો પકડી પુછે છે) શું ? શું વાત ! માયજી ગઇ કાલે શું વાત કીધી તે મને જલદીથી કેહેવો ?

**મેહેરવાનજી**—(ગુસ્સાથી શીરીનને એક ખુરશી બતલાવતા) શીરીન આ મારી સામેની ખુરશીપર બેસ. (શીરીન દરી જઇ, ધપ કરતી બેસે છે.) માયજીએ તો તમોને ઘણાં લાડકા બનાવ્યા છે, હવે બસ..... લાડમાં ને લાડમાં બુઢાં થઇ જશો ને...કાચ્ચાં કુંવારા રહી જશો.

**શીરીન**—પ......પણ, મેં શું કીધું બાવાજી ?

**મેહેરવાનજી**—હવે તારૂં મગજ તદન શાંત કર, અને હું કહેવું છ તે સાંભળ. હમોએ તારા લગન મી૦ કાવશાહ સાથેજ કરવાં, એમ તદન નકકી કીધું છે.

**શીરીન**—(વચ્ચે બોલવા જાયછે.) એ......એ...એ નહિં ! નહિ !

**મેહેરવાનજી**—વચ્ચે ના બોલ. મારૂં સમજ. હમણા એ ચાહ પીવાને આવશે ને તુંને એને માન આપવુંજ પડશે.

**શીરીન**—(જે બધું નીચ્ચી મુંડીએ બેસી સમજતી હતી, તેને હવે પોતાનું મોઢું, પોતાના બાપ તરફ ફેરવી, મજબુત મુઠીઓ વાલી, એકદમ છલાંગ મારતી ઉભી થઇ જઇ બોલે છે.) કદીબી નહિ ! કદીબી નહિ ! કોઇ કાલે પણ નહિ, અને કોઇ દીવસે પણ નહિ ! હું તેને કોઇ પણ સગાં તરીકે માન આપી શકવાનીજ નથી.

**તેહેમીના**—(શીરીનને શાંત પાડવાની કોશેશ કરતાં.) હેં ! હેં ! તારી જીભલીને સંભાળ ? જરાક તો કાબુમાં રાખ ? તારી આટલી ઉમ્મરમાં મેં તારો ગુસ્સો આજેજ જોયો. શું છે ? કાવશાને શું એબ લાગીછ ? શું તુંને એના નામની આટલી બધી સુગ ?

**મેહેરવાનજી**—(અપમાન લાગવાથી) તું કાંઇબી કહેશે તે નકામું છે. તુંને તેમ કરવુંજ પડશે.

**શીરીન**—હું એને સદંતર ધીકકારૂં છું. હું તેમ કરનારજ નથી.

**મેહેર-તેહેમીના**—એટલે શું ? તું હમોને નાફરમાન થવા માંગેચ ?

**શીરીન**—મારી મરજી ઉપરાંત કરવા માંગો છો, તેથી મને નાફરમાન થવુંજ પડે છે. બાવાજી આ વાત તો હરેક વાતથી જુદીજ

છે. માટે જરા ખ્યાલ કરો કે કોઇ પણ દીવસ હું તમોને સામો જવાબ આપતી હતી કે ?

**તેહેમીના**—મારી વહાલી શીરીન ! તું જરા થંડી થા.

**મેહેરવાનજી**—(ચીરડાઇ) તેહેમીના, તમોએ એને ખુબ કાંગળી કુંગળી કરી મુંકી તેના આ પરીણામ. ચાલો તમે પણ બહાર ચાલો, શીરીન ! આજે તેં હમોને ઇનસલ્ટ કર્યું છે, તો તેની શીક્ષા એજ કે આજે હમો તારી સાથે ચાહ લેતા નથી. હજુંન પણ થોડો વખત વીચાર કરવા તુંને એકલીનેજ અહિયાં છોડી જાઇએછ. હું ધારૂંછ કે તું પછીના જવાબમાં કંઇ સુધારોજ કરશે. તેહેમીના, મેહેરબાનું બહાર નીકળો, એવા હથીલા બચ્ચાં સાથે માથું ઝીંખવું નકામું છે.

(તેહેમીના નીચું જોઇ ધીરે ધીરે બહાર નીકળે છે, મેહેરવાનજી પોતાની પાછળ બારણું અફાડી બંધ કરતા જાય છે. શીરીન ધ્રુજતી ધ્રુજતી થોડી તેઓની પછવાડે ચાલી, પાછી ફરી ખુરશીપર બેસી જઈ બબડવાનું શરૂ કરે છે.)

**શીરીન**—યા પરવર ! કોણુની મદદ માંગુ ? (બબડતી ખભડતી બધાં બારણાઓ થોકે છે.) લાવ, જરા બારણાં અફ્લાવી ઝીખાવી તો જોઉ. અરે કોઇ છેવકે ? જરા મેહેરબાની કરી બારણું ઉંધાડો ? ઓ ખોદા ! કોઇનો અવાજ નહિ મલે. કોણનો આશરો શોધું ? વખત તો પાણીના રેલા માફક વહી જશે, ને પાછા એ લોક જવાબ લેવા પણ આવશે. (એક મીનીટ ચુપ રહી) ખરેખર ! મારે જરા હીંમત રાખવી જોઇએ પેલી કહેવત છે તેમ "હીંમતે મરદાન તો મદદે ખુદા," ખરેખર છે. હવે હું કોઇની દરકાર કરતી નથી, હું તેઓને મારો બરાબર જવાબ આપીશ. ઓ ! કોઇના પગલાનો અવાઝ...... હા...માયજી નહિ તો મેહેરબાનું હલુકશે આયા હશે. (બારણા ઉપર ટકોરા સમજે છે.) એ આશું ? એ લોકે મને બહારથી ઘાંધી ને મનેજ બારણું ખોલવા કહેછ. શું ? માયજી બાવાજી બહારથીજ જવાબ માંગેછ (પાછા ટકોરા પડેછ.)

**શીરીન**—એ.....કોણ છેરે ? (દમામમાં.)

**કાવશ**—દરવાજો ખોલોજી, એ...તો હું હું છેઉં. ચાહ પીવા આયોછ......ચાહ..........

શીરીન—(ગભરાઇ એમ તેમ ફરે છે.) ઓ! એતો પેલો બદમાશ છે! શું કરૂં? ક્યાં જાવું? નહિ સમજ્યું હોય તેમ મુંગી મુંગી બેસી રહું. જોઉં.

(કાવશાની નજર બંધ સ્તોપર ઉપર પડેછ, તે ઉંઘાડી અંદર આવે છે. શીરીનને એખલી જોઈ જરા મલકાઈ, છલકાઈ નમીને શેકહેન્ડ કરવા જાય છે; શીરીન કશામાં નહિ હોય તેમ ટેબલ આગળ રૂમાલ સાથે રમતી બેસે છે અને સલામ માટે અખાડા કરે છે.)

કાવશા—(ભારી પડવાથી, પોતાની મેરે એક ખુરશીપર બેસે છે.) (સ્વગત) ગઇ કાલે મેહેરવાનજી સાથે વાત થઇ, ને એવને તો મારે માટે સારૂં મત બાંધ્યું ને દીકરી આપવા હાજ કબુલુંછ. પ......ણુ આ દુકતીની મરજી છે કે નહિ, તેથી જરા બીહતાં હોય, તેવા લાગતાથા. આજે કંઇબી બીચાબારૂં થયલું હોવું જોઇએ, કારણ એવને મારી ચાહ, મારા રૂમમાં મોકલી, એટલે ગુસ્સે તો હશેજ. વરી બાઇજી એખલાં બેઠાચ, ત્યારે ચાલોની મારે ગમે તેમ એવન સાથે ઇનસાફ કરી લેઉં.) (ગળું ખંખારી સાફ કર્યાં પછી શીરીનને) હં......અ કેમ શીલ્લું! તું આજે એખલી કેમ?

શીરીન—(ચોંકી) મને તમે શીલ્લું કરી બોલાવનાર કોણ છેવ? જરા વીચાર કરી બોલો, કે પારકી સ્ત્રીઓ સાથે કેમ વાત કરવી તે!

કાવશા—તું ગાંડી છે. તું પારકી......તું પારકી શાણી! ગઇ કાલની તું તો મારીજ થઇ ચુકી છે, તે શું તું જાણતી નથી? અમસ્થી ધોંગ કરેછ કે?

શીરીન—હું ધોંગ કરતી નથી, ને તમે જે આ બોલોછ તે પણ સદંતર ખોટડું છે, પ......ણુ, તમે આજે એટલા જલદી કેમ ચાહ પીવા આવ્યાં?

કાવશા—તે......પણ તમે આજે શું કરવા એખલા અહિયાં આયા? (શીરીન ફુગલઇ જાયછ) કંઇ ગભરાવાનું નથી, હું ધારૂંછ કે તમે મારી એકલાનીજ ખાસ વાત જોતા બેઠા છો!

શીરીન—(થંડી પડી) તમે કહેદોછ તેમ છેજ નહિ.

કાવશા—તેમ છેજ નહિ તો તું તારી આંખોથી જો કે આ એકાંતવાસ શું કહી આપે છે. મારે તુને કંઇ અગત્યનું કહેવું છે તેથીજ કુદરતે મને એખલાનેજ તારી સાથે મેલાપ કરાવ્યો છે,

મે...ડમ તેથીજ હું અત્રે પહેલો, ચાહ પીવા નહિ પ...ણ તમોને મલવા આવ્યો છું.

શીરીન—(ચોંકીને, અજાયબીથી પુંછે છે) મને વળી અગત્યનું શું કહેવું છે?

કાવશ—(ભાર મુકી) હા, કંઇ અગત્યનું. તે આપણા બેઉના લાભની વાત છે. (એક બે મીનીટ ચુપ રહી પછી આગળ ચલાવ્યું.) શીરીન એમ શાંત બેસી ના રહે, તું મારી લાગણીઓ પીછાણી શકતીજ નથી; ઓ શીરીન! તું મારી તરફ જોતીબી નથી? મેં તુંને જે દીવસથી જોઇચ, તે દીવસથી હું તુંને ચાહતાં શીખ્યોછ. મારૂં સુખ દુઃખ તારી ઉપરજ આધાર રાખે છે. હું ઇચ્છુંછ કે તું મારી ઉમરાવજાદી થવાને ના પાડશે નહિ. પરવરે મને ઇલકાબ, પૈસા, પદવી, બધું આપ્યું છે; પણ તારા વગર બધું નકામું છે. તુંને સુખી કરવા, હું મારો જાણબી આપવાને તૈયાર છું.

શીરીન—(કાન ઉપર હાથો મુકી) ઓ! નહિ! નહિ! મને એવા બોલો બોલી ના સતાવો!

કાવશ—મારા કલેજાં! જરા થંડી પડી, પછી મને જવાબ આપજે. હું કંઇ આજ ને આજ જવાબ માંગતો નથી. બસ તું મને કબુલ કરજે, ને હું તારો સદાનો ગુલામ બની રહેવશ. ઓ! મારી મીઠી મધુરી સુરત! ભવીષ્યમાં મારી લાગણી શું છે તે તું જાણશે.

(એમ બોલતાં શીરીનનો હાથ પકડવા જાય છે. શીરીન કમકમી પોતાનો હાથ તુરતજ ખીસાડી નાંખે છે.)

શીરીન—(ગગલતે સાદે) ખોદા ખાતર, દુર રહો! મને ના અડકો! મારૂં જીગર તમારી તરફ છેજ નહિ ને......આજે કે કાલે... કે...કોઇ બીજી વખતે મારી પાસે કંઇબી જવાબ લેવા, મહે-બાની કરી આવતા ના. હમણાંજ હું તમોને રોકડો જવાબ આપુંછ કે હું તમારી પરણેતર બનશ નહિ.

કાવશ—(પાછા હાથો પકડી) થોભ! થોભ! તારા બાવાજીએ તો મને ખાત્રી આપીછ કે, તું મને ના કહેશેજ નહિ. તુંને મારી સાથેજ પરણવું પડશે. તું જાણેછ! તને સ્વપને પણ ખ્યાલ

નહિ હોશે, કે હું કેટલો ખજાનો, હીરા મોતી, માલ મીલકત ધરાવું છ. તે......માણસની સાથે તું આવી ચાલ ચલાવે છે?

શીરીન—(તેના હાથમાંથી છુટટા થવાના ફોકટ ફાંફાં મારતાં કહ્યું.) અરે નહિ! મને છોડો!

કાવશા—(તેમ તેમ નજદીક જતાં) આજ કાલની પોરી! તુંને ખુબ મચકાવાની ટેવ પડેલી લાગે છે!

(શીરીન તે જાલીમના હાથમાંથી છુટવાને તુરતજ ઉઠી. પોતાની વચમાં એક ખુરશી ઝપક કરી મુકી દઈ તેજ ખુરશી પછવાડે ઉભી રહે છે.)

શીરીન—મને જવા દેઓ! મને બહાર જવા દેઓ! નહિ તો હું મોટેથી મદદ માટે બુમો પાડીશ. ઓ હીચકારા! મને છોડી દે! મદદ! મદદ! માયજી! મેહેરબાનું! કોઇ આવો! બચાવો!

(આ બુમો સોરાબને કાને સંભળાય છે. તુરતજ અંદર આવી તે બંનેની વચ્ચેની ખુરશી ઉંચકી લઈ, કાવશાને મારવા જાય છે, પણ શીરીન તેમ કરતાં અટકાવે છે અને દુર જઈ ઉભી રહે છે.)

શીરીન—(સોરાબને જોઇ ખુશ થાય છે. પણ શરમાઇને ધુજતી ધુજતી સોરાબને કહે છે) ઓ મહેરબાન, આ માણુસને કહો કે મને હાથ નહિ લગાડે. બસ, એટલુંજ!

સોરાબ—(દુરથીજ કાવશાને મોટા ડોળા કાઢી દમ ભરાવે છે.) બચ્ચા! આ બાનુંના ના કહેવાથી હું તુંને હાથ લગાડતો નથી.

કાવશા—(હુસ્યારી મારી, આગળ આવી.) તારામાં હીંમત હોય તો હાથ લગાડ. જોઉં! આ બાઇ સાથ તુંને શું કામ છે? હં...તે બોલ?

સોરાબ—અદુખરા! તું એના પૈસાના પ્યારમાં પડયોછ, તે હું બધું સમજું છ.

કાવશા—(હલુકસે પીસ્તોલ કાઢી સોરાબ તરફ તાંકે છે) ખબરદાર, જરા પણ અહિયાંથી હીલ્યોછ તો; નહિ તો આનાથી વીંધાઇ જશે. બોલ જોઉં! હવે ચુપચુપ કેમ થઇ ગીયો? વધારે આગળ કંઇ ફાટું, ફાટું બોલવું હોય તો બોલ.

(પીસ્તોલ જોઈ શીરીન ગભરાતમાં બુમો પાડી કાવશાની પછવાડેના બારણામાંથી બહાર નીકળી જવા જાય છે. પણ કાવશા શીરીનને પછવાડે ફરીને રોકે છે. તેનો લાભ લઇ સોરાબ, કાવશાનો હાથ મરડી પીસ્તોલ છીંનવી લે છે ને કાવશાનેજ તાંકે છે. તેહેમીના,

મેહેરબાનું, મેહેરવાનજી, શીરીનને બારણા આગલ મલે છે. સર્વે અંદર આવે છે ને બે જણાને લડતા જોય છે.)

**તેહેમીના**—(શીરીનને) શું થયું? શાણી આટલી બધી મોટે મોટે ભુમો પાડે છે?

**મેહેરવાનજી**—(શીરીનને ધમકાવીને) મને જરા કહેશો કે શું થયું? શું...તારો ભરથાર પસંદ કરવાને હમો વડીલોને જરા પણ હક નથી! કે આટલી બધી તું ધર્તી ધ્રુજાવી રહીછ. (શીરીન ગળગળતે સાદે કંઈ બોલવા જાય છે તેટલાં ફીરોઝબખ્ત આવી લાગે છે.)

**ફીરોઝબખ્ત**—(દાદર ઉપરથી મોટે સાદે) ધીરા પડો! ધીરા પડો મેહેરવાનજી! ભલા અને નેક ભરથારને પસંદગી આપવી એ ઓનો પણ ધર્મ છે. બધોજ તમામ હક કંઇ આપણો નથી. (મેહેરવાનજી શીરીન તરફ કરડી નજરથી જુએ છે. તેહેમીના શીરીનને પાસામાં લે છે. કાવશ, ફીરોઝબખ્તને, તું કોણ વચ્ચે આવનારો કહી મારવા જાય છે, પણ સોરાબ તુરતજ કાવશને પીસ્તોલ તાંકે છે, કાવશ ધ્રુજતો બે ત્રણ પગલાં પાછળ ભરે છે.)

## ડ્રોપ.



# અંક ત્રીજો.

## પ્રવેશ પહેલો.

(રતાલુખાંઉ લોજ, ઈજીકાકા એકલા મોટે સાદે ન્યુસપેપર વાંચતા મન સાથે કંઈ મનસુબા કરતાં દીસે છે.)

### શાદી રામશરણી.

એક ખુબસુરત ઇંગલીશ સ્તાઈલવાલા, બકરા રાસીવાલા, કુલ જહાનને દીપાવનારા પારસી ગ્રહસ્થ બહુ ઉતાવલે લગનના ગાંઠથી જોડાવા માંગે છે. ઉમરાવજાદાની ઉમર ચાર દશ, ને વળી સાત દીવાળી વધારે જોયલી. પાંચ પૈસે સુખી છે. મુદ્દલ રીતનો અભખરો ધરાવતા નથી. ઘર સંગારનું ફરનીચર કે કપડાં લત્તા, જણસ કે દાગીના પણ માંગતા નથી. છોકરી કાલી તેમજ ગોરીબી હોશે તો ચાલશે. લાંબી તાર જેવી કે થીંગણી ખજુરી જેવી હશે તે પણ ચાલશે, પ...ણ ફ...કત સ્વાદીષ્ટ ચટાકાદાર રાંધતાં આવડવું જોઇએ. ગમે એટલા વરસ હશે તો તેબી ચાલશે. દાંત પણ હાથીદાંતના પહેરે તો કંઇ ફીકર નહિ. પાંચ આઇગ્લાસ પણ રાખે. પરણનાર છોકરો ફક્ત પાંચ મીનીટના આશીર્વાદ છંટાવી બહારગામ ઉપડી જનાર છે.

છોકરીને તો તે સાથે બાંધી ફરનાર છે.

સારો સ્વભાવ ધરાવનાર છે.

હીંમત દેખાડનાર છે,

બાદશાહી, મહેલમાં રહેનાર છે.

બનતી ઉતાવળે લગન કરનાર છે.

પત્ર વહેવાર ખાનગી નહિ તો તદ્દન ઉંધાડો. લખો, કયસર નંબર ૪૭. તેલીફોન નાં. ૪૪૭૭૦. મી૰ નરીમાન નોયીં. (ઈજીકાકા રતીને આ શાદી રામશરણી વીશે કેમ કહેવું તેના વીચારમાં પડે છે, તેટલાં રતી આવે છે.)

ઈજીકાકા—રતી ચાહ પી આવી કે ?

રતી—હા કાકાજી. હવે હું નાસ્તાની તૈયારી કરવા જાઉં છું, તમોને કંઇ કહેવું છે ?

ઇજીકાકા—કંઇ કહેવું નથી દીકરી.

રતી—વારૂં, ત્યારે હું રાંધણીમાં જાઉંછ હં કે !

ઇજીકાકા—(ઉતાવળે વીચાર ફેરવી) રતી, રતી, જરા થોભ પેપરમાં કંઇ તારે લાયકનું છે.

રતી— શું છે ? શું છે ? કાકાજી. કંઇ બ્લાઉઝ સારીનું સેલ છે !

ઇજીકાકા—(ચશ્મા સીધ્ધો કરતાં) હા, હા ! નહિ, નહિ ! ખરા લગનનું.........

રતી—શું કાકાજી લગનનું બી સેલ થાય ખરૂં કે ?

ઇજીકાકા—તું હું બકેછ ! હેલ ! હાનું ? એ તો તાહરે લાયકનું કારજ છે.

રતી—(ચેતી જઈ, છાતી ઉપર હાથ મુકી. સ્વગત–આખરે પેલું આયું ખરૂં.) ઓ માઇ ગૉ......ડ ! મારૂં કાર્જ.

ઇજીકાકા—હા, તારૂં કારજ ! જરા, ખુરહીપર ગોઠવાઇ બેહ, હું કહેવુંચ તે ધીરેથી હાંભળ.

રતી—(ડાહી ડોરી થઇને બેસે છે.) હાજી, કાકાજી.

ઇજીકાકા—(પેપર ટીપોઇ ઉપર ફેંકતા) દીકરા, હમણાજ મેં હાદી રામ-હણીની કાલમમાં વાંચ્યુંછ કે એક હારો પોરીઓ, બહુએ ખુબહુરત, અંગ્રેજી ઇહતાઇલવાલો, બકરા જેવો ગરીબ વગેરે વગેરે લગન કરવા માગે છે. બા, મને તો બરાબર તારે લાયકનુંજ આ કારજ દીહે છે. હવે તુંને પુછું કે તારો પોતાનો હું વીચાર ? કંઇ પતર વહેવાર કરીએ કે કેમ ?

રતી—કાકાજી, તમારો જેવો વીચાર ! જે તમોને સારૂં લાગે તે કરવા હું તો તૈયાર છું.

ઇજીકાકા—હા, માહરો વીચાર તો હોએ હો ટકા છે. કારણ ખુબ-હુરત, પાંચ પૈહે હુખી, ખાવા પીવાનું ભરેલું તૈયાર, ને વરી છોકરી ગમે તેવી ઓહે તે ચાલહે. ફક્ત રાંધતાં બરોબર આવડવું જોઇએ, તે તો તું બહુએ હારૂં રાંધેચ. એટલે તો ખુહી ખુહી થઇ જઈ કાલે પરણવાનો ઓહે, તે આજે પરણી જહે.

રતી—હા કાકાજી! જેવો તમારો વીચાર.

ઇજીકાકા—જોની દીકરા, વળી કોઇ મોટા જીગરનો દેખું.

(પાછું પેપર લઈ વાંચે છે)

છોકરીને હૈયે રાખી ફરનાર છે, સારો સ્વભાવ ધરાવનાર છે, હીંમત દેખાડનાર છે, ધન દોલત અગરમ બગરમ કરનાર છે, મુક્કાબાજી રમનાર છે, બોલ્યું ચાલ્યું માફ કરનાર છે, ને રીત તો બીચારો મુદ્દલ માંગતોજ નથી. જો બોહ કરીને આપહું તોજ લેહે. રતી દીકરા, કંઇ ઉલત ઘર નહિ તો બીજી કોઇ પોરી, આ હુંદર પોરીઆને પચાવી બેહસે.

રતી—મારી કાં ના છે કાકાજી?

ઇજીકાકા—(જોશભેર ઉઠે છે) ત્યારે હું કાગજ લખું કે ટેલીફોન કરૂં?

રતી—જે જલદી થાય તે કરોની?

ઇજીકાકા—(આમ તેમ ફરતાં) ત્યારે તો હું ટેલીફોનજ કરૂંછ. એ આય કરતો તુંને પહંદ કરવાને આવહે. દીકરી એની પરોહનાગત કરવી પડહે. તેથી ચાહ પીવા પાસેના પુતલીબાઇ ગોરાણીને ત્યાંથી ઉછીના પ્યાલાં, બે, ચાર ખુરહી, એક હોફા કરીને લઇ આવ. પાપરી, મલીદા, પેપટજી, પરેથા એની આગળ બધું મુંકજે કે જરા હારૂં લાગે, (રતી જાય છે.) જરા ઉભીરે માય ને પુતલાબાઇને કેહેજે કે જરા તમારા આયા, નોકર, બોય લોકબી કામ પડે ત્યારે ઉછીના આપજો, પછી બધું જરા વાપરીને પાછું આપી દઇહું.

રતી—અરે હું હમણા બધું કોશીશા સાથે તૈયાર કરી નાખુંચ, તમે કંઇ ગભરાવના.

ઈજીકાકા—(ફોન આગળ ગોઠવાઇ) હું તો બા અહલી મનીખ! મારા બાપ જનમમાં ટેલીફોમ નહિ કીધાથો તે આજે કેમ બનાઉં. હું કરીએ! આ પોરીને ઠેકાણે પારવાં ખાતર બધુંએ કરવું પરે છે. હું કરૂં નહીબમાં એવાબી ધકેલા! (ભુંગલું પકડી જોરથી હીલવે છે.) હીલવ, હીલવ, હીલવ.

નરીમાનનો નોકર—(ત્રીંગ...ત્રીંગ...ત્રીંગ) અલવ, અલવ, અ...લવ.

ઇજીકાકા—એ તુમ કોણ હંય? મેં તો ફોમ હલાવ્યા, હવે તુમ હીલવો (ફોન જોરથી હીલવી) પાછું હીલવવા કહી મરેછ હું! તે, પાછાબી મેં તો હીલવ્યાં.

નોકર—શેઠજી, નં...બર.........

ઇજીકાકા—જરા ઉભા રહો, નું હપેપર લાવુંછ. (ન્યુઝપેપરમાં જોઇ) નંભર ચાર, ચાર, હાત ને હાતરે હાત ને એક બીજું મીંડું.

નોકર—શેઠજી. આપકા આખ્ખા નામ ?

ઇજીકાકા –(સ્વગત– નામ કોણનું મારૂં કે કોણનું ?) મય તો મી૦ નરીમાન નોર્યાં કો પુછતા, તું મ કોણ હય ? કાલા આદમી ! ચલ જાવ ઇદરસે !

નોકર—મય તો નરીમાનકા નોકર હું. મય શેઠજીકો ફોનપર અભી ભેજતા હું. જરા થેરો.

ઇજીકાકા—કેટલો પૈહાવાલો ? શું ફોમપર આખ્ખો દીવસ એક મનીખ બેહી રહેતું આહે !

નરીમાન—(ત્રીં...ગ, ત્રીં......) હલો ! હલો !

ઇજીકાકા—(હં નંબર માગે છે.) જી, ભાઇ, તમારૂં નંબર ચાર, ચાર, હાત ને હાતરે હાત ને મીંડું. (સ્વગત ને બધુંજ તમારા નામપર મીંડું.) પ...ણ તમે મી૦ નોર્યાં હાતરે હાત કે ?

નરીમાન—હાજી, હુંજ પોતે.

ઇજીકાકા—હં ! અવાજ પરથી હમજી ગીયો ! હમજી ગીયો !

(રતી બે, ચાર નોકરને લાવી મોટે સાદે બોલી, ગોઠવ ગાઠવ કરેછ.)

રતી—(મોટે સાદે, આંગળી કરી) આયા, સોફા અહિયાં મુક ને પછી ખુરશી તુછી નાખ. ચાલ જલદી.

(નરીમાનને રતીની ગડબડ ફોનમાંથી સમજાયછ તેથી ઇજીકાકા સાથે વાતમાં ગુંચવાડો થાય છે.)

નરીમાન—(ઇજીભાઇને) એ તમે શું બકોછ ? સોફા મુક ને ખુરશી પરથી ઉઠ, અરે હું કંઇ બેઠેલો નથી. ઉભો ઉભો વાત કરૂંછ.

ઇજીકાકા—(રતીને ગુસ્સે થઇ–જરા તારો ઘાંટલો આસ્તે કાઇની ? બધું ટેલીફોમમાંથી ત્યાં સમજાય) હં ! તમે નું હપેપરમાં ખબર છપાવેલી તે મનીખ છેવંકે ?

નરીમાન—હાજી.

ઇજીકાકા—હં ! ત્યારે બરાબર તમેજ વરરાજા ?

નરીમાન—હા. હું પોતે પરણુતો દીકરો છેઉં. તમે શું કહોછ ?

ઇજીકાકા—વારૂં ત્યારે, મી૦ વરરાજા ! હવે તમારૂં લીલાંઉ, અરે જાહેર ખબર, ખરા...લગનની માંગણી, નહિ ! નહિ ! અરે ! હાદી રામ-

હણી વાંચી છે ને હમારી ભત્રીજીનું પાંખડુ તમારા હાથમાં હોંપવાનું છે.

રતી—(મોટેથી) મુંવા અનતુન ! આય પુતલીબાઇનું પ્યાલું લાત મારી ભાંગી નાખતે !

નરીમાન—એ લગનની વાત કરતા પુતલીના પ્યાલાપર કહાં આવી ગીયા ને ઉપરથી ગાલ શાના દેવછ ? કે મુંવા, લાત મારશ.

ઇજીકાકા—(રતી જરા ધીમેથી બોલની, બધો ઘોંટાલો થઇ જાયછ) હં......ખરા...તમે બનતી ઉતાવલે રતાલુંખાઉ લોજમાં ઉતરી પડો.

રતી—(પાછી આયાને) અરે કોશા, પોપટજીને સફેદ ફુલની રકાબીમાં મુકજે.

નરીમાન—હવે હું ફોન છોડી દેવશ. યાદ રાખજો ? પોપટને રકાબીમાં શાણો મુકવા કહી મરોછ ? શું ? પોપટજી લોજમાં આવું ?

ઇજીકાકા—મરે રતી, તુંને હવે હું કહું ?

(નરીમાન સાથે વાત ઉડાવી નાંખી બીજી વાતપર ઉતરી પડે છે.)

ઇજીકાકા—હમજો છો કે ? વરરાજા ! હમારે પત્ર વહેવારથી કામ નથી લેવું. વેહવાર તદન ખુલ્લો, જે હોય તે તમારાં મોઢાં ઉપર છુટ્ટું મારીને કહી દેવું છે. ચાલો હાએબજી, હાતરે હાત ! જલદીથી આવો.

નરીમાન—સાહેબજી, હું હમણાંજ તમારે ત્યાં આવું છું. સાહેબજી.

ઇજીકાકા—બાપરે એનુ નબર બોલતાં મોઢું દુ:ખી આવે છે. આવીનેજ વાત કરે તો ઠીક.

ઇજીકાકા—ચાલ રતી, તારો હાથનો ધરતો, આય આવતો આહે. તું હજુન શું કરેછ ? તારૂં કામ પુરૂં થયું કે ?

રતી—બધું ખલાસ, ફકત મારે હવે પફની વીગ પહેડવાની રહીછ.

આયા—બાઇ ! આયા ! આયા ! તમારા શેઠ બેંડ વાજાંને નગારાં સરઘસ સાથે આયા ! હજુન ઘણા દુર છે.

રતી—ઓ ! મરેરે ! નગારા વગાડતો શાણો આટલો જલદી આયો ?

ઇજીકાકા—બાય, દોડ, દોડ હેઠકો દરવાજા આગળ લેવા જા.

રતી—કાકાજી, પાસેના પુતલીબાઇને બોલાવો, તો જરા એવનની ખીદમત કરે.

ઇજીકાકા—હા, બરાબર! જરા ડોહાં એ પોરીઆને થોકી થાકીને પુછહેબી કે તમે હું ધંધો કરોછ? હું ખાવોઓછ? હું પહેરોચ? જરા બધું એ જણાઈ આવહે.

રતી—હા, બા, આપુણેને તો બધું પુછતાં શરમ લાગશે.

ઇજીકાકા—દોર, ગંગા પાસેના પુતલીબાઇનો હાથ ધરીને હંભાળીને લઇ આવ. કેહજે કે તમોને પાહેના ઇજીભાઇ જરા કામ છે તે બોલાવેછ.

અનતુન—બાઇજી, પુતલીબાઇ આયા.

પુતલીબાઇ—(જરા કાને બહેરા, હાથમાં લાકડી લઈ લથડતા લથડતાં આવે છે) આ, વાય હું છે, ઇજીબાવા, કોણુ હીક છે? હું કોઇ દાજી ગયું?

રતી—આ વાયરે એવું શું બોલોછ...એ...તો......

ઇજીકાકા—એ તો રતીને છોકરો પહંદ કરવા આવેછ, તેની દોડધામ થાયછ.

પુતલીબાઇ—(કાને હાથ દઇ) હું? હું? એવનનો છોકરો કયાંથી આવેછ?

ઇજીકાકા—નહિરે, રતી હજુન પરણીછ કાંજે! અહસ્તો પરણુતો પોયરો ઘેરબાર જોવા આવે છે.

પુતલીબાઇ—વારૂં ભલે! રતાંબાઈ ગગરતું કરેછ.

રતી—મરે મુવાં ડોસાં છબરડો કરશે ને કંઇ.

ઇજીકાકા—(લાબાં લાબાં હાથ કરી કંટાલી) આથલું હમજાવીયું, આથલે મોટેથી હમજાવ્યું. હવે હું કરૂં. (પુતલીબાઇના કાન આગળ ભુંગળુ ધરી) અરે, રતીને અદરાવાની છે, તે છોકરો વાડી બંગલા, જણુસભાવ, બધું મારી પાહે હું છે, તે જોવા આવેછ. (કમરે હાથ દઇ) કે કોણુ જાણે આપુણે નીચવવા આવેછ?

પુતલીબાઇ—હા, હવે હમજી.

ગંગા—(આયાને) આલા, આલા, તે લામશી તે કોણુ એતા દીસતે?

આયા—(મીજાસ કરી) હાંહાં, તુમી સમદા એકી બાજુલાં હોવુંન જા. (નરીમાન બે, ચાર, નોકર સાથે ધામધુમ કરતો આવી પુગે છે. પણ કોઈ જોતું નથી.)

રતી—ગંગા, ભોંયપર કચરો પડયો છે, તે ઉચકની, મરે ઓય આવશે તો ખરાબ લાગશે.

(નરીમાન મોટા ડોળા કાઢી એક પછી એકને જોયછ.)

દાજીકાકા—ઓય, રહતો તદન સાફ કર, ને પેલી ખુરહી ઉચકી દે

(બોય પુતલીબાઈ આગલની ખુરશી ઉંચકવા જાયછ)

પુતલીબાઇ—મુંવા, મારી ખુરહી ને મનેજ બેહવાં નહિ દેતો ! લાવ અંહિયા.

(લાકડી બોયને મારતા નરીમાનને વાગે છે. ત્યારે બધાંની શુદ્ધ ઉઘડે છે, કે નરીમાન આવ્યો છે.)

પુતલીબાઇ—(ગભરાઇ જઇ, ઓવરના લઇ) ઓ આવોરે ! આવોરે ! મરૂં! જી ભરાયા જમાઇજી આયા ! મરે ઇજીભાઇ ! અરે, તમે હું કરોછ ?

દાજીકાકા—(સામન ઝાંટકતા અટકી જઈ, શેકહેન્ડ કરતા નરીમાનને હાથમાં પીછી આપી દે છે) હા, હાહેબ આવો મી......મીં નોર્યાંજી ! બેહો ! બેહો !

નરીમાન—(દમ ભરાવી, કયાં બેસે ? તમારૂં કપાળ, કંઇ રીસીવ કરવ ાની મૅનરસ તો મલે નહિ, હું કયારનો આવી ઉભોછ ! ઢોળકરા વાગેછ, તોબી બધા બહેરાં જેવાં સમજતા નથી. શું તમારા લોકના કાનમાં જરમનની તોપ ફોડું ?

(પોતાના સેક્રેટરીને અસારાથી એક તોપ ફોડવા કહે છે. સઘળાં ધ્યાનમાં બેઠેલા છે પણ તોપનો અવાઝ થતાં, બધા સાથે ચમકીને ઉભા થાય છે.)

નરીમાન—હા, હવે મને બધાએ ઉભા થઇને માન આપ્યું ખરૂં ! ચાલો હવે હું કેડે બેસું. (ખુરશી સોધેછ.)

પુતલીબાઇ—(રતીને) એ મુવાને કેડે ગોઠવણી.

રતી—(ખુરશી આપતાં) બેશો, મી. નરીમાન.

નરીમાન—થેંકયુ લેડી (સ્વગત) અંગ્રેજી ભુલી ગયો, લેડી કહેવું જોઇએ કે મડમ, અહિયાં તો બધા ઓલ્યા ગપાત છે. એટલે બધું ખોટું ખરૂં અંગ્રેજી ચાલશે.

દાજીકાકા—(પુતલીબાઇને અશારતથી વાત આગળ ચલાવવા કહે છે.)

પુતલીબાઇ—કેમ, કાકાજી ! તમે કયા ગામના ?

નરીમાન—એ ડોકરી શું બકેછ ? હું આવો યંગ ને મને કાકો કહેછ !

રતી—(પુતલીબાઇને હલુંકસે.) છબરડો ના કરો.

પુતલીબાઇ—નહિજી, મારા કાકા તદન તમારા જેવાજ છે, તે ભુલ-
માં બોલાઇ ગયું; માફ કરજોજી.

ઇજીકાકા—તમોને ગામ જવાની ઘણી ઉતાવલ છે એમ મેં હમજીયુંછ.

નરીમાન—(રોપમાંજ) હા ઘણી ઉતાવલ છે.

પુતલીબાઇ—(વચ્ચે) બાવાં તમારી રાહી હું ?

નરીમાન—(જલદીથી) બકરા.

પુતલીબાઇ—(ઇજીકાકા તરફ જોઇને) ને આપરી રતાંમાયની ?

ઇજીકાકા—(ઝડપથી) ગાય રાહી.

પુતલીબાઇ—(હસ્તાં હસ્તાં) ચાલો ! ઘણુંજ હારૂં ! બેઉ સ્વભાવે. ગરીબ
ગરીબ. રાહ દોરડા કે તપકા જોવાની કંઇ જરૂર નથી. ઇજી-
ભાઇ, આપણે એક કામમાં તો પાસ થયા. (હા, હા, હા,
પાછા હસેછ.)

ઇજીકાકા—(પુતલીબાઇને હલુકસે) ઉપરા હાપરી જમાઇને હવાલ કરો,
કે કંઇ ઘોંતાલો હોય તો જણાઇ આવે.

પુતલીબાઇ—બાવા કંઇ રીતનો અભખરો ખરો કે મરૂં !

નરીમાન—(ગુસ્સે થઇ.) છટ, નોનસન્સ ! હું રીતની ભીખ કદી
માંગતો નથી.

પુતલીબાઇ—(ઠંડે પેટ ભાગી ટુંટી કહેવત બોલેછ.) જો હમજો :

હાકરબાઇ હમજો મારી વાત.
આજના પોરીઆને તો રીત જોઇએ.
રીત જોઇએ તો ઇંટના કટકા,
ને સાથે મારજો બે બાંબુના ફટકા.

તમે તો ઘણાજ દાહયા છેવ, કે રીત નહિ માંગતા. ને જો
માંગી હતે તો ગાડું ભરીને ઇંટ આપતે.

નરીમાન—(ઇજીકાકાને) તમે ઘેર બેઠાં મને ઇનસલ્ત કરાવોછ કે ?
(ઉભો થઇ.) આ ડોકરીનું મોઢું બંધ કરો ! બંધ કરો !
એકદમ ! નહિ તો...........

ઇજીકાકા—જરા ધીરે દીકરા ! દીકરી આપવાની છે તે એમજ પરીક્ષા
લેવાય ? નહિ કે દીકરીને કુવામાં નાખવાની છે ?

પુતલીબાઇ—તમારા આચાર વીચાર કેવા ? નવા કે જુના ?

નરીમાન—(અકરાઇ) તદ્દન નવા.

પુતલીબાઇ—(સ્વગત) તદ્દન નકામો પોરીઓ.

પુતલીબાઇ—(ચશ્મો સરખો કરી, આગળ જઈ ટાઇ બતલાવી) આ
ગળામાં લાલ કાડાં પપેટાની સારીનું ચીઠ્ઠું હાણું લટકાવેલું ?

નરીમાન— (ઉશ્કેરાઈ) જો, જો, ઇજીભાઇ હું......ઉં

રતી—(પુતલીબાઇને બેસાડી દે છે.) એ તો ફૅશન છે. ટાઇ છે ટાઇ!

આયા—(વચ્ચે પડી પુતલીબાઇને) રોતનબાઇ કહેતા હતા કે મને
એક તાઇ પહેરે તેવો ગામડયો વર નહિ જોઇએ, ઘણા પહેરે
તેવો ફૅશનએબલ જોઇએ તે...એ તો........

ઇજીકાકા—ચુપરાવ! તુંને કોણુ વચ્ચે તેડેછ ?

પુતલીબાઇ—મરે, આને ફૅહન કહેચ કે ? પોરી તો ખાસ્સી ફ્ક્કી.

નરીમાન—મી૦ ઇજીભાઇ, આ તમારા આટલાજ નોકરો કે ?

ઇજીકાકા—(હાથ મસલી શરમાઇ) હાજી, એટલાંજ.

નરીમાન—(લાકડીએ ગણી) વન, ટુ, થ્રી, ફોર ને ફાઈવજ ? બસ !
આટલાજ ? માઇ ગૉડ ! પુઅર પીપલ !

પુતલીબાઇ—મુંવો ફુવડ તું. તારે તુંને કેટલા મનીખ જોઇએ ? હું
ચાકરોને તારી પાયદસ્તે ચલાવવાનો છે ?

નરીમાન—યુ ચુપ.

પુતલીબાઈ—(ઉશ્કેરાઈ જઇ) યુ ચુપ! યુ ડેમેજ! તું ચુપરાવ!

ઇજીકાકા—મી૦ નરીમાન જો તમારી ઇચ્છા હોય તો બધી પંચાતી
છોડી, આજેજ અદરાઇને જાઓ.

નરીમાન—હા, મારી પણ એવીજ મરજી છે. આ ડોકરીથી હું તો
કંટાલી ગીયોછ.

ઇજીકાકા—(નોકરોને) જાવ, પુતલીબાઇના પહેલવાનને સાક્ષી તરીકે
બોલાવી લાવો.

પહેલવાન—(ડીંગોરો ફેરવતો ફેરવતો આવેછ.) કેમ ઇજા કોણનુ
માથું ભાગવાનું હોં...? (નરીમાનને બતલાવી) આ એસ્કાંનું
કે ? હું પીતમજી કરી ગીયો ?

રતી—અરે...કંઇ...કંઇ નહીરે.

ઇજીકાકા—(ગભરાઇ) અરે, એવન તો મારા જમાઇ થાય, હમણા
મારી રતાં હાથે અદરાવાનો છે ને તમે જરા હાખી તરીકે
થઇ, એ લોકને આ એકેકી વીટી પહેરાવો તો મહેરબાની.

પહેલવાન—પણ એક શરતે.

ઇજીકાકા—હું, શરત, તમારી ?

પહેલવાન—શરત એ કે રતી પહેલ્લે એક ગીત ગાય, પછી તમે બધા એ જોડાને મુબારકબાદી આપો ને છેલ્લે હું વીંટી પહેડાઉં.

નરીમાન—એ તો કોઇ ગામથી ઉંધો છે.

ઇજીકાકા—જવા દો ! જમાઇજી, એ તો હમેશનો બોહીલો છે. કુતરાની પુછડી વાંકી ને વાંકી, શીધી કયાંથી થાય ? (પહેલવાનને) બા, તમુને ગમે તેમ.

પહેલવાન—(મુછ પર તાવ દઇ) હં, હું કહું તેમ ચાલો તો ઠીક...

પુતલીબાઇ—(મુબારકબાદી આપે છે.) મરૂં જીવતી રહેજે ને ઘણું ઘણું સુખ જોજે ! (આવરના લઈ. સ્વગત–મરે જરા દુ:ખે દુખે કામની ઉતી) (રડી પડે છે.)

ઇજીકાકા—(રડતાં રડતાં રતી ને વળગી) ઉ.. ઉઉં...હં...હં...હં... હવે મારૂં કોણ ? રતી ! કંઇ નહી ! સુખેથી તારા લગન પાર પાડ. તમારૂં હારૂ થયું એટલે મારૂંબી હારૂ. (નોકર ચાકર પણ સાથ ઘોંઘાટ કરી રડે છે.)

પહેલવાન—(મોટે બુમ પાડી) બસ, ચુપ થાઓ, અહસ્તો હાહરે કાં ગઇછ ? અહસ્તો અદરાઇ મરવાની છે ? ને અગાઉથી હાના કુતોછ ? ખુહી થાઓ ! ખુહી !

નરીમાન—(સ્વગત) વર વાંધો નીકળશે ને પાછો લગન કરવાનો રહી જવશ, લાવની હુંજ બધાને ખુશી કરૂ. (જાહેર) બોલો જોઉં. હેપ ! હેપ ! ! હેપ ! ! !

સર્વે જણા—(રડતા એકદમ મુગા રહી ભોંય ઉપર બેડેલા ઉભા થઇ જાએછ.) હુરરે ! હુરરે ! ! હુરરે ! ! !

સર્વેજણા—રતીબાઇ ને નોર્યાં શેઠની હુરરે...............

રતી—(ગાયન ગાય છે.)

### ગાયન ૧૧ મું.

પહેલવાન—આવો, મીછતર ને મીછીછ તમોને વીંટી પહેડાઉં. (બેઉ જણાને બે હાથે જોરથી ખેંચી નાંખી, જમીન ઉપર ઉંધા પાડી નાંખે છે, પોતે વચ્ચે બેસી અકેકો ધબ્બો મારી, વીંટી

પહેડાવે છે. પછી કાન પકડી ઉભા કરે છે. અને પાછાં જમીન ઉપર નાંખે છે.) હું જાઉ પછી ઉઠજો.

**પહેલવાન**—ઇજા, હું તો અદરાવીને પરવાડી ગયો. હવે લગન કરવા આવા હં.........હું જાઉંછ.

**રતી**—મુવાએ મને કેમ ખેંચી કાઢી?

**નરીમાન**—મુંગી રહે! પહેલવાન એટલે હાથમાં જોર ઘણું તે જમીન ઉપરજ એંગેજ કરે. (પહેલવાન ગયો કે નહિ, તે હલુકરી જોયછ.) ઉઠ, ઉઠ, રતી, પહેલવાન ગયો. ગયો! પત્યો! પત્યો!

---

## અંક ત્રીજો

### પ્રવેશ બીજો.

---

(શીરીનનો અદરાવાનો દીવસ હોવાથી તેહેમીના, મેહેરબાનું તથા થોડા પરોહનાઓ સાથે હોલમાં, ફુલ, તોરણ, સેસ સોપારાની ગોઠવણ કરતાં દીસે છે. થોડો વખત પછી મેહેરવાનજી અને ફીરોઝ-બખ્ત દાખલ થાય છે.)

**ફીરોઝબખ્ત**—(બેઠક લેતા) મી૦ મેહેરવાનજી માહરે કહેવું જોઇએ કે તમોએ જે બે જવાન છોકરાંઓ વચ્ચે સારો તોલ કરી તમારાં બચ્ચાંને એક નાદાન, બીન અકલીના હાથમાંથી છોડવ્યાંછ, અને એક ખરા શુરા દાણેશમંદના હાથમાં સોપ્યાંછ, તે જોઇ હું ઘણો ખુશી થયોછું; અને તેથી તમોને ખરાં જીગરની મુબારકબાદી ચાહું છું (શેંકહેન્ડ કરતાં) ભાઇ હવે તમારે જરાપણ દલગીર થવું નહિ. જે થાયછ તે સારૂંજ થાયછ. જોઓ, આપણા કબીરજી શું કહી ગયા છે તે?

મનકી હારે હાર હય, ઔર મનકી જીતે જીત,
પરબહમ જો પાઇયે, તો મનહી હોય પ્રતીત.

એટલે, આ ચીજમા હાર થઇ છે, પેલી બાબદમાં જીત થઇ છે એ બધું જોશો તો મનનુંજ છે, અને એ રીતે જ્યાં સુધી દુની-યાની માયામાં મન લાગેલું હશે, ત્યાં સુધી એ મનની હાર-જીત ચાલ્યાજ કરવાની. જ્યારે એ મન ખુદા ઉપર લાગે ત્યારેજ તેનું સમાધાન થવાનુ, તે વગર કદી પણ નહિ.

ભાઇ, મનને વશ અને દ્દઢ રહેવા માટે મનુષ્યને તો આ દુન્યામા કંઇ ખમવુંજ પડે છે; માટે હવે ધોળાથલા દુખપર વીલાપ નહિ કરી આજનો આપણો સગનવંતો દીવસ ખુશાળીમાં ગાળવાનો છે. જેણી ખુશાળીમાં મેં મુંબઇથી નાટક કંપણીના થોડાક નાના એકટરોને રંગરાગ કરવા તેડાવ્યા છે.

(કાવશ ગુસ્સાથી ભરેલો આવેછ. જેણે બરાબર આવકાર મલતો નથી અને પોતાના હાથેજ બેઠક લે છે. થોડો વખત પછી શીરીન પણ આવી લાગે છે.)

**મેહેરબાનું**—શીરીનમાયે ચાલો, હમે તમારીજ વાત જોતા બેઠા છીએ.

**જીજી**—(હસી) આવો માઇ આવો (પોતાની સાથે બેસાડે છે.)

**મેહેરબાનું**—પ...ણ સોરાબજી હજુન આયા નથી.

**કાવશ**—હું બોલાવી લાવુંછ.

**ફીરોઝબખ્ત**—કંઇ કામ નહિ, હું પોતે જાઉંછ. (સોરાબ સામે મલે છે.) બહુ મોટા આવરદાના, હું હમણાજ તમોને તેડવા આવતોતો.

**કાવશ**—(સ્વગત)–અરે એને પાણુને ચુણો લગાડે તેટલામાં હું એને ટુકકા આવરડાનો કરીશ.

**તેહેમીના**—(એક પછી એકને વીંટી પહેડાવે છે. પરોહનાઓ થોડું સગનનું ગીત ગાય છે.)

**સર્વે જણા**—(પોકાર કરી) સુખી રહો! આબાદ રહો!! અમન ચમનમાં રહો!!!

**મેહેરવાનજી**—ઇરાનથી મુંબઇ આવ્યાંને આજે મને ઘણો લાંબો વખત થયો છે, અને અહિયાંના મુંબઇના ઇરાની બાનુઓ મારા ઘરના બાનુઓ માફક બુરખો રાખતા નથી, માટે હું પણ મારા કુટુંબને આજના સગણવંતા દીવસથી મોહ ઉપરના પરદા કાઢી નાંખવાંની પરવાનગી આપું છું.

(સઉ સઉના મોંહ ઉપરથી પરદા ઉતાડી નાંખે છે. એક સુંદર શીટ ડાન્સ શરૂ થાય છે.)

ડાન્સ.

(ડાન્સ ખલાસ થયા પછી, સર્વેજણા મલી ભેટી વીદાય થાય છે. શીરીન, સોરાબ, બાગમાં ફરવાં ઉતરી પડે છે, અને એક ફુલોથી ભરેલા કયારા આગળ ઘાસપર બેસે છે.)

**સોરાબ**—(શીરીનને ગળામાં મોતીની માળા પહેરાવતાં) મારી વ્હાલી શીરીન! આ એક મારા તરફની ભેટ તું એક યાદગારી તરીકે જાળવી રાખજે. (તેણીના રૂપાળાં મુખડા તરફ થોડીક મીનીટો ટગર ટગર જોયા કરી પોતાનો હાથ તેણીના માથાં ઉપર ફેરવી બોલ્યો) વહાલી શીરીન, મને સ્વપને પણ ખ્યાલ ન હતો કે મુંબઇ આવી હું તારા જેવી એક સદગુણી, સાચ્ચી મહોબતવંતી નાર મેળવશ. બીજું મારે તુને કહી દેવું જોઇએ કે હું કંઇ પૈઇસાદાર યા માલેતોજાર નથી, પણ, એક ગરીબ માણુસ છું.

**શીરીન**—(પોતાની ભુરી આંખો સોરાબના ચહેરા તરફ ફેરવી, હાથમાં હાથ લેતા હસીને મધુર સાદે બોલે છે.) વાહલા સોરાબ, આ મોતીની માળા મને પ્રેઝન્ટ આપવા માટે હું તમારો ઉપકાર માનું છું. હું એને મારા જીવની માફક સાચવીને રાખીશ? મારા સોરાબ, માહરે પણ સ્વપને ખ્યાલ ન હતો કે હું પણ એક સાચ્ચો ને શુરો ધણી મેલવીશ. હું પૈસા કરતાં પ્યારને વધારે વજન આપું છું. આ દુન્યામાં થોડી ઘણી ઓરતો, પોતાના સુખ દુઃખનો સાથી પસંદ કરતી વેળા મરદોના ઉમદા ગુણો, સારી ચાલચલણો બાજુએ મુકી તેની ખુબસુરતી કે તેના પૈસાને વધારે વજન આપતી હશે. (હસીને) તેમાંની હું નથી. હું તમોને ખાત્રી આપું છું કે જ્યાંવેર માહરાં જીવમાં જીવ છે ત્યાંવેર તમોને વફાદાર રહી, આપણો સંસાર સુખી કરીશ.

**સોરાબ**—(હસી, બરડો થોકતાં) શાબાશ છે તુંને! વહાલી શીરીન! હવે તારી પરીક્ષા વધારે લઇશ નહિ. પ્યારી તારા દર્શન ઉપર થી તેમજ આંખમાથી જણાઇ આવે છે, કે તું પૈસાને ચાહનાર નથી! જે હું કહેવા માગતો હતો, તે એટલુંજ કે એક ઓરત અથવા એક મરદે, એકમેકને ચાહવા અગાઉ પરીક્ષા લેવી જોઇએ. મેં તારી પરીક્ષા એંગેજ થવા અગાઉ લીધીથી, અને આજે મશ્કેરીમાં ફરીથી પાછી લેતાં રાખ્યો છું. મારે હવે કહેવું જોઇએ કે, એકસમજું સ્યાણી સદગુણી મહોરદાર મેળવવાને હું ભાગ્યવંત થયો......અરે! ... ........સબુર............સબુર... .........આ સાંમને ઓળો કોણનો પડે છે!

(કાવશ જે, આ બધી વાતો છુપાઈને સાંભળતો હતો, તે પકડાઇ જવાથી, ખોટી હીંમત કરી નજદીક આવે છે.)

**સોરાબ**—ઓ શીલ્લાં ! તું અહિયાંથી જતી રહે. આ તો કાલું મેંહું છે અને કંઇ ખટપટ કરવા આવતો હોય તેમ દીસે છે.

**શીરીન**—તેમાં શું ? હું કાંઇ એનાથી બીહીતી નથી !

**સોરાબ**—પ્રીયા ! બીહતી નથી તો સારૂં, પણ એ પાહવરદો આજના સગણુવંતા દીવસે કંઇ પણ કરશે એમ મને લાગે છે. તેથી બૈરાંઓનો જીવ જલદીથી સુગાય છે, ને તું આજે દલગીર થાય, તે મને જરા ગમતું નથી. (સમજાવી પતાવી) વાહાલી માહરા માટે જો તુંને ખરી લાગણી હોય તો તું આ વખતે જા, પાછી મળશે ત્યારે હું તને બધું કહી દઇશ.

**શીરીન**—જેવી તમારી મરજી. (મલી ભેટી જાય છે.)

**કાવશ**—(તુંદાતો ગુસ્સા ભરેલો સોરાબને સલામ કરતાં સવાલ પુછે છે.) કેમ મીસ્તર, બાઇને નસાડી કાંય મુકયાં ?

**સોરાબ**—(કંઇ જવાબ ન આપતા ગુસ્સાથી પીઠ ફેરવી ઉભો રહે છે.)

**કાવસ**—ઓ, ચીં, ચીં ઇરાની તું ખોદાને શું જવાબ આપશે ?

**સોરાબ**—(જરાક ફરી, ઠંડે સાદે) જવાબ ! શાણો જવાબ ?

**કાવશ**—એક નાજુક, સુંદર ઓને ફસાવી, અને બીજાના હાથમાંથી પચાવી પાડી તેનો.

**સોરાબ**—(અજબ થઇ) કોણે ?

**કાવશ**—(નજદીક જઇ) કોણે ? તારા બાપે, નહીં તો, તેં વળી !

**સોરાબ**—મોઢું સંભાળ ! દુર જા ! દુરથી વાત કર !

**કાવશ**—(જરા થંડો પડી) તું જાણે છે, એ અબળા તો મહને ચાહતી હતી. અંતે, મને એણે ઠગ્યો છે, અને હવે તુંને ખોટી ચાહતા શીખી છે, માટે તુંને હું હજુનબી ચેતાઉંછ, કે તું એને છોડી દે, દુર રહે નહિં તો ખરાબ પરીણામ આવશે. સંસાર શું છે, તે તું જાણતો હોય એમ મને દીસતું નથી. તું એક ઉપરની જંગલી સુંદરતાને પુજનારો દીસે છે; બાતેનમાં એ પોરી બહુ કાલી ને કપટી છે.

**સોરાબ**—(સઘળુ સમજી પછી) ભાઇ, તેનું કાંઇ નહિ ને બધું હું વેઠી લઇશ.

કાવશ—(ગલી જવાથી) દગાબાજ, માહરૂં દીલ હવે તુટી ગયું છે. તાહરો તીરસ્કાર વધારે વખત સહન કરી શકતો નથી, માટે થંડો નહિ રહી, દુઃખીને વધારે દુઃખ નહિ કરી મને જલદી જવા...બ આપ.

સોરાબ—(લગાર ગભરાઇ, આ શું ભરમ હશે? કંઇ સમજ નહિ પડતી.) ભાઇ, આટલો ગરમ ના થા? તારી તબીઅત બગડશે. શીરીન તુને ચાહે છે, અને મને નહિ, તેનો પુરાવો કંઇ આપશો?

કાવશ—હા! પુરાવો! મારી પાસે તૈયાર છે. (ગજવામાંથી રૂમાલ કાઢે છે.)

સોરાબ—(જરાક ફગસાઇ) તો ભલે, એમજ હોય તો એ બધું તમે સર્વેજણા આગળ ઉંઘાડું પાડો, તેમજ શીરીનને પણ ઉંઘાડી પાડવાની ધમકી આપો, તે પછી જુઓ, કે, એ તમોને ચાહે છે કે મને.

કાવશ—અરે ઇઝત, આબરૂ! ઇઝત શું ચીજ છે તે તું સમજતો નથી! શું...ઉ. તેમાં તારી પહેલ્લે ઇઝત જાય ને મારી પણ...તેના કરતાં મુંગું મુંગું આપણે બેઉ જણા સમજીને કરીએ તો ભલું.

સોરાબ—નહિ, તેમ હું કરનાર નથી.

કાવશ—તેમ તું કરનાર નથી, તો પછી જોઇ લેજે તેનો નતીજો!

સોરાબ—જો તું ઉંઘાડું પાડનાર નથી, તો તું સદનતર જુઠો છે.

કાવશ—હું જુઠો! તારી આંખો ફાડી જો કે આ રૂમાલ મને એને શું કામ આપ્યો? કમબખ્ત! એક યાદગારી તરીકે. એથી વધારે તુંને શું જોઈએ છે!

સોરાબ—જ્યારે તમે આ વાત ઉંઘાડી પાડવા બીહો છો, એટલે એમ દીસે છે કે તમે એક બાનુની પછવાડેથી ખોટો, હીચકારો હુમલો કરવા માંગો છો.

કાવશ—(બાંય ચડાવી, મારવા જાય તેમ) બચ્ચા, આ તારા પછવાડેથી હુમલો કરવાના બોલ, બરોબર તું ગોખી રાખજે! ને જોજે કે તે તુંને કેવા ભારી પડશેતે......!

સોરાબ—દુર રહે! હીચકારા! તુંને હું ફરીથી હીચકારો કહું છું. જા તું શું કરી લેવાનો?

કાવશ—(ધરપચ કરી) બાયલા! દુર શા માટે રહે? (હાંથ ઉંચકી) હીંમત હોય તો આવી જા.

સોરાબ—(ઉશ્કેરાઇ પોતાનો સાયો, ટોપી, ઉતાડી) તારામાં હીંમત છે તો ચાલ આવ, આવીજા...!

કાવશ—(ફજેત પડી) હું તારી હલકત, ફજેતા ભરેલી ઇરૂની, જંગલી રીત પ્રમાણેનો હાથોહાથ રમનાર નથી. પ...ણ એક ફ્રેંચ સ્તાઇલનું ડ્યુએલ રમનાર છું. વાસ્તે હું તને ચેલેન્જ કરૂંછ કે ખરો મરદ હોય તો આવતી કાલે નહિ પણ આજેજ, હમણા તાહરે ભાતના ખેતરમાં આવવું કે આ ઉપાયથી આપણી સવળી ગડબડ બંધ થઇ જાય અને જે તે એકની જીંદગીનો છેડો આવે. (ઢોંગ કરી, કોટ પહેરી દેછે) જા! બાયલા! તાહરી પીસ્ટલ લઇને ત્યાં આવ. હું પણ માહરી લઇને આવું છું.

સોરાબ—(સ્વગત–એ શું કહેવા માંગે છે, તેની સમજ પડતી નથી) હા! હા! તું જા! હું લડવા તૈયાર છું. તું જ્યાં કહેશે ત્યાં લડવા આવીશ. હું ધારૂંછ કે તું વગર ફોકતનો મરવાંનો થયોછ! તું સમજેછ શું? એક ચાંચડની માફક તુંને ચોરી નાખશ.

કાવશ—તો ઠીક. (ચાલતી માપે છે.)

સોરાબ—(સ્વગત–આતો રંગમાં ભંગ આજેજ કરવા માંગેછ.) (કાવશને જતો ખેંચી લાવી) ચાલ્યો કયાં? જો, આ વાત ખરી નહિ હોય, તો? (દાંત પીસી) તો......એ......પાપી ઇનસાન તને શું ખમવું પડશે તે જાણેછ?

કાવશ—(ગભરાઇ) હા બોલ! બો......લ! આગળ બોલ?

સોરાબ—(ઉશ્કેરાઇ એક આંગળી કરી બતાવી) સમજ, એક ગુલાબનો કાંટો શરીરને લાગેછ, તો તેની પીડા થોરીવાર ખમવી પડેછ. પ...ણ એક થુવડના કાંટાની વેદના તો.........ચાલુ ખમવી પડેછે. વાસ્તે જો આ વાત ખોટી પડશે તો, હું મારૂં વેર લેવા, એક થુવડની માફક હમેંશનો તુંને ચોંટી રહેવશ, તે જાણજે.

કાવશ—અરે કમઅક્કલી! તું તો હજુન નાદાંન દીસેચ! એક મારા જેવા શુરવીર મરદને શું ખમવું પડે? બોલ? (પોતાના મોઢાં

ઉપર હાથ ફેરવી.) શું મારો ચહેરો એક પહેલવાન લડવૈયા જેવો બહાદુર, તારી આંખે નથી દીસતો કે ? જા ! જા ! એ, ચાર ચશ્માં પહેડ !

સોરાબ—(તુચ્છકારથી હસીને) અરે તું પોતે પોતાને શુરવીર કહેચ ! (હા, હા, હસીને) તું જાણતો નથી કે, આ દુન્યામાં તો આપણે એક હરામી, પાપી, ખાકી ઇનશાન છૈયે. (આકાશ તરફ હાથો કરીને.) એક ખુદાના બંદા છૈયે. તો આપણે આપણી મેલે મગરૂરી નહિ કરવી જોઇએ. જો, સાંભળ ! ખરો શુરવીર કોણને કહેતે :—

એક મરદ કે જે પોતાના દેશની સેવામાં, અથવા તો ધર્મ તરફની લાગણી માટે લડી લડી પોતાનો જાન ખોયછ, તેને આપણે શુરવીર કહી શકીએ. ભલા દોસ્ત ! (કાવશના ખભાં ઉપર હાથ મુકી) જ્યારે આપણે આ દુન્યામાં કઇ નથી કર્યું, કારણ આપણ અઇયાસીયો હજુન એવાં ભારી કામમાં નથી પડયા. તેથીજ આજે આપણે બેઉ જણા એકમેકની સામે, આ દોજખી દુન્યામાં અમથી ખોટી, એક નજીવી બાબદ સારૂં લડવા તૈયાર થયા છૈયે.

કાવશ—બસ, તારી લભાંસ હવે છોડ ! મને કંટાલો લાગેછે ! (ચાલી જાય છે.)

સોરાબ—(કાવશના ગયા પછી) જો એના કહેવા પ્રમાણે નહિ જવશ, તો મેં એક વચનનો ભંગ કરેલો કહેવાશે, અને જો જાઉં, તો...એ અનાડી રખેને મારી સાથે દગો રમે ! (વીચારમાં પડી) કરવું કેમ ? (હાથ થોકી) જવું ! બસ જવું ! જે થાય તે ખરૂં ! ખોદા સૌની સાથે છે.

———:o:———

## અંક ત્રીજો.

———

### પ્રવેશ ત્રીજો.

(ભાતનાં ખેતર આગળ, એક ઉજ્જડ મેદાનમાં કાવશ બે, ત્રણ લુચ્ચાંઓ સાથે ઉભો છે. સોરાબ એકલો આવી લાગે છે. ડી સીલવા ત્યાંથી તાંગાંમાં પસાર થાય છે.)

સોરાબ—બાઇ કાવશ ! તું આજકાલ મારી ખોટી પુંઠ લઇ બેઠોછ, તેની મને જરા દરકાર નથી. પણ હું તુંને હજુન પણ કહુંછ, કે તું અહીંયાં લડવાને બદલે ઘરે સીધેઘો ચાલી જા, નહિ તો માર ખાશે એમ......

કાવશ—(વચ્ચે બોલી ટીક્કા કરી) શું ચાલી જાય ? કયાં જાય ? બાયલા ! લડવું પડેછ, તેથી મને નહસાડી મુકવા માંગેછ કે ? બીજાની સ્ત્રી પચાવી લેતાં તુંને આવડેછ કે ?

સોરાબ—ચંડાળ ! કારેસ્તાનના કર્તા ! હું નાહીંમત નથી. હું એક નીર્દોષ બાઇને મારી નજરની સામે કદી નીચે પડેલી જોઇ શકશ નહિ. હું તેણીને પરણું કે નહિં પણ પરણું, તો શું થયું ? પ...ણ તેણીને તેં અપમાન કીધુંછ, તેનો બદલો હું આ પીસ્ટલથી વાળશ. તોજ હું મને ખરો ઇરાની બચ્ચો જાણુસ. આ દુન્યામાં બુરાનો છેલ્લે ફેજ થાય છે, ને તારા ભવીશ્યના લેખ એવાંજ હશે કે તારી બુરાઇનો ફેજ થવોજ જોઇએ ને...

કાવશ—(વચ્ચે બુમ પાડી) ચુ. બદમાસ ! તારૂં ભાષણ હવે મને નથી સમજવું. ચાલ બહાર પડ !

સોરાબ—(કપડાં ઉતારી, સામે ઉભો રહી) ચું બદમાસ ! હું તો તૈયાર છુ, જયારે તું તો ધ્રુજે છે.

કાવશ—(પીસ્ટલ ધરી) ચાલ, આવી જા ? બીહેછ શાનો ?

સોરાબ—(સામે પીસ્ટલ ધરી ઉભો રહી) હું બીહીઉંછ ? જે માણુસ મોતથી બીહતો નથી, તે તો ફાંસી ચઢાવનારના નાકના દાંડા આગળ જઇ હસતો ઉભો છે. તેમ મને પણ તમારા જેવાં સાથે લડવાને ધારતી ભરેલું લાગતું નથી. નસીબ જે કરે તેપર છોડું છું.

કાવશ—અરે ! નસીબ શુ ? હું તારા શીરના ટુકડે ટુકડા કરવા આવ્યોછો

સોરાબ—તો હું પણ આ તારા બહારથી ભપકા ભરેલા ખોખાંના ટુકડા કરી (હવામાં હાથ બતલાવી) આ કાગડા સોરીઓને મેજબાની આપવા આવ્યો છ.

(બેઉ જણા પહેલ્લે અકેકી પીસ્ટલ હવામાં ફોડે છે, અને બીજી પળે કાવશનો છુપાવેલો ખવીસ, સોરાબને દગાથી પાછળથી પીસ્ટલ ફોડે છે; જે લાગવાથી સોરાબ તમ્મર ખાઈ નીચે તુટી પડેછ. જોરમાં લોહી વહેવા માંડેછ. કાવશ જરાક પસ્તાયલો માથે હાથ

દઈ, હાથમાંથી પીસ્ટલ ભોંયપર છોડી દે છે. ડી સીલવા તાંગામાં બેસી જતો હતો, પણ પીસ્ટલનો અવાજ સમજી તાંગાંવાલા સાથે, તે જગ્યાએ આવી પુગે છે.)

**સોરાબ**—(દુઃખ નહીં ખમાવાંથી) ઓ...ઓ...ખુન! દગો! દગો!! દગો!!!

**કાવશ**—(પોતાના મદદનીસો સાથે નાસ ભાગમાં) ચાલો, વેકો! નાહશો! નાહશો! કોઇની ગાડીનો અવાજ આવે છે!

**ડી સીલવા**—(દોડતો આવે છે) ખુંન? બાપરે કોણકા ખુંન?

**તાંગાવાલો**—કોઉ...નકા? (જરાક છાકટ હાલતમાં હોવાથી નાશી જતાં કાવશ સાથે અથડી પડેછ.)

**ડી સીલવા**—(કાવશને ઓળખે છે) હો! તુમ, મેહેરવાનજી શેઠકા ઉધર હોતા તો...ઓ! પકડ! પકડ!! ગારીવાલા આવ ઉસકો પકડો!

(બધા હાથો હાથ થઈ જાયછ, અને છેલ્લે તે લુચ્ચાઓ ડી સીલવાનું મોઢું બંધ કરવા, તેના મોઢાંમાં રૂમાલનો ડુચો મારેછ. ફીરોઝબખ્તનું મીત્રો સાથે ત્યાંથી પસાર થવું. કોઇ ગામડીયા લોકો મરાતાં હશે એવું સમજી તેઓની વચ્ચે પડી ઝઘડો ચુકવવા જાયછ.)

**કાવશ**—બસ! હવે અને છોડો, એનુ મોઢું આપણે પુરતું બંધ કરીયું છે. (નાશે છે.)

**ફીરોઝબખ્ત**—(રાત પડી હોવાથી, અંધકારમાં કાવશ ફીરોઝબખ્ત સાથે અથડી પડેછ, પણ ફીરોઝબખ્ત તેને મજબુત પકડી રાખેછ) સબર! આ તારો અવાજ મને ઓળખીતો લાગે છે. થોભ નાહસેછ કયાં?

(નોકરો મોઢાં આગળ ફાણુસ પકડે છે, અને સર્વે જણા ઓળખાઇ આવેછ. તાંગાવાળો ખાલી ઘોંગ કરી, પુષ્કળ માર વાગો હોય તેમ પડી રહયો હતો, તે ઉઠીને સર્વે ખુલાસો કરે છે.)

**ફીરોઝબખ્ત**—કોણ તું કાવશ? કેમ અહીંયા કેમ? આ તારો શું અવતાર?

**સોરાબ**—(જરાક સુધ્ધીમાં આવતાં) અંતે! અંતે! થગાયો.

(ફીરોઝબખ્ત માણસને ડી સીલવાને છુટટો કરવા કહી; કાવશને ઝાડ સાથે બાંધવા ફરમાવે છે, બીજા એક નોકરને મેહેરવાનજીને ઘરે મોકલે છે.)

**ફીરોઝબખ્ત**—( સોરાબ આગળ ગુંઠને પડી જરાક પાટો પુટી કરી છે. ડી સીલવા નાળાંનું પાણી પીવાડી જરા તતાર કરે છે, એક માણુસ કયાં સુધી દગો રમે છે, તે માટેનું ગાયન ફીરોઝબખ્ત ગાય છે.)

ગાયન ૧૨ મું.

( સોરાબને ડાકટરની તાકીદે જરૂર હોવાથી ફીરોઝબખ્ત સોરાબને પહેલાં નરીમાનનાં ઓરડામાં લઈ જાય છે )

——:o:——

## અંક ત્રીજો.

### પ્રવેશ ચોઠો.

(નરીમાનનો ઓરડો. ટેબલ, ખુરશી, ખુંટી ઉપર કપડાં વીગેરે વેર વીખર પડેલું છે. સોરાબને ડી સીલવા અને બીજાઓ મળી ઉંચકી લાવી ત્યાં ઘોળકી પર સુવાડે છે. ડી સીલવા ગજવામાંથી દારૂની બાટલી કાઢી ખુબ પી ત્યાંજ સુઇ જાય છે. નરીમાન બજારની જમીન લઈ દાખલ થાય છે)

**નરીમાન**—(સોરાબને પોતાના રૂમમાં જોઇ ગભરાઇ જઇ હાથમાંથી જમીન છોડી દેય છે અને કાંડા પપેતા સર્વે ગબડી પડે છે. પછી છાતી ઉપર હાથ મુકી કુતરાંની માફક ભોંસ્તા) હાઉ ! આ હાઉ ? હાઉ, હાઉ, હાઉ ! મારાં રૂમમાં હું શું જોઉછ ? એ લોહી શાનું ? (સોરાબના મોઢાં પરથી હાથ ખસેડી ઓળખી) એ કોણુ ! હો ! હો ! સોરાબ ! હાઉ કરીને એ હયાં આવ્યો ? (ડી સીલવાપર નજર પડતા) ને આ ટીવો અહીં કેમ ગુરયો ? (લાત મારી) એ પેસતાંઉ ઉઠ, સુતોછ શાણો ? હા...ઉં ! ખુંન કરી કુતવા શાનો બેઠોછ ? (કાન પકડી ઉઠાડતાં) કેમ, પોલીશને બોલાવાશ તો ઉઠશે કે ?

**ડી સીલવા**—(પોલીસ બોલ સાંભલી) પો......લીસ ! ખુટ પોલીસ ? હમકો પોલીસ નહિ મંગતા (લાત મારી) જાઓ, હમકો ધાકટર મંગતા ધાકટર.

**નરીમાન**—હું ધીચેલો દીસેછ. (પાંખડું પકડી ઉઠાડે છે.) હા, હા સીપાઇને બોલાઉંછ. બોલ, આ માણુસને તેં માર્યો કે ? (જવાબ નહિ આપતો) બો...લ સાને અરે હાઉ તેં એને માર્યો ? લાકડીએ કે છ......રીએ ?

ડી સીલવા—(લપેડા ખાઇ.) તુંમારા સીર; લુચ્ચા તુમ આસ્કું મારા. હ...મ તુંમકો ધાકટરકા હાથમેં, અરે નહિ પુલીશકા હાથમેં દેઇંગા ને કાવુંસ શેઠકું તો જન્મ દેશનીકાળ ભેજેંગા.

નરીમાન—(વીચાર કરી) કાવશ! અરે, કોવશ શેઠકું કોણુ જેલમેં ભેજેંગા?

ડી સીલવા—આમ આમ, આ......મ બડા જડજ હય, તુમ કયા સમજતા, (નરીમાનનો હાથ પકડી બેસતા) તુંમ તો હમારા દોસ્ત હય, ગાભરો મત, હંમતો ખોલી હાસ્તા. (બાટલી બતલાવી) એ દેખો, એ આપણા તીસરા દોસ્ત.

નરીમાન—(સ્વગત–અરે એવી મફતની મજાહ કોણુને મલે! આપરે તો બા એવા ભોલા કે જયાં મલી તાડી ત્યાં છોડી ગાડી) હં હં હમકો ખબર હય, તુંમારા સ્વભાવ તો પહેલેસીજ હાસ મુખા હય, ઉસમેં કુછ વાંધા નહિ.

ડી સીલવા—દેખો, સો...રાબજી શેઠકાં ખુન ઓ ઓ...કાલા, કાલા કોવશજીને કીયા (ખરડો થોકી) તુંમ તું...મ નહીં.

નરીમાન—(પીતાં પીતાં છાકટ હાલતમાં) તો હમબી તોમકો પુલીશકાં હાથમેં નહીં દેઇંગા.

ડી સીલવા—તો હમબી તોમકો સી...પોઇકાં હાથમેં નહી દેંગા, (ડાકટર આવતો નજરે પડે છે.) હમ ધાકટરકો દેગાં... અને...(અટકી પડે છે.) નરીમાન ધાકટર સાહેબ આયા ઉઠો, સીધધાં બેઠો.

(ડો. ઘાંસ જી. એ. પી. ની ડીગ્રીવાલા, મોટટી વહાણ જેવી ફેલ્ટહેટ પહેડી, ડોલતા, ડોલતા, માણુસ પાસે મોટટો બેગ ઉંચકાવી આવે છે.)

નરીમાન—(ડાકટર નજદીક જઇ શેંકહેન્ડ કરી અગ્રેજી ભાષામાં ખબર પુછે છે) ડોકટર, હાઉ આર હયુ?

ડો. ઘાંસ—(ટીચકું ચઢાવી) છટ, હમ કુંછ કુત્તાં, બુત્તાં હય કે, હમારી સાથ અયસા બાત કરતાં?

નરીમાન—નહિ, નહિ, તુંમ અંગ્રેજી નહીં સમજતાં, (હવામાં લાંબો હાથ કરી, કુદકો મારી) હમ તો ગ્રોત હાઇ, અચ્છા ઇંગલીશમે બાત બોલતા.

**ડી. સીલવા**—(નરીમાનને બાજુએ કરી) ધા...કટર એ છાકટો છે (એક ભાંગેલું સ્તુલ બેસવા આપેછ.) તોમ ઇદર બેસો.

(ડાકટર ગબડી જઈ પાછો સીધ્ધો થતા, કંઇ શોધવા મંડી જાય છે.)

**નરીમાન**—શું જોઇએછ ડાકટર સાહેબ? બ...ત. બ...ત પણ શું ગુમાઇ ગયું?

**ડા. ઘાંસ**—હમારા સ્તેથેસ્કોપ.

**નરીમાન**—(ડી. સીલવાને) નં...એ...ઇસ્કો...ક્યાં એ બોલતા?

**ડા. ઘાંસ**—(કાન ઉપર હાથ મુકી, બતલાવી) અરે! સીક માણુસને તપાસવાનું મશીન.

**નરીમાન**—હં હં યાદ આયું. (માણુસના હાથમાંથી બેગ લઇ દઈ.) દોડ, દોડ ગોવીંદ! ડાકટર સાહેબકા દવાખાના મેસી એ રબરકી લાંબી પાઇપ ને તેની સાથકાં ભોગલાં લે આવ! ભાગો, ભાગો! ચળ લઉકર!

**ડી. સીલવા**—ચુપ ચુપ ક્યાં બેઠાં? નારીમેન! જરા ધાકટરકો તો પુછો કે ઓપણી સાથ દારૂ પીએગા?

**નરીમાન**—હા, કાયકું નહિ પીએંગા? (ડાકતરની દાઢીમાં હાથ નાખી) ડાકતર સાહેબ જરા...

**ડી. સીલવા**—ઉંસકો નામસી બોલાવો.

**નરીમાન**—(નાંખમાંથી અવાજ કાઢી) ડાં......આ...કતર, ઘાં...સ જરા, તમારી પાઇપ આવે તેટલાં હમારી સાથે છાંટો પાણી લેશો?

**ડા. ઘાંસ**—(શરમાઇ, ઝીણા અવાજે) હું જી આખ્ખો દીવસ દારૂ પીતો નથી.

**ડી. સીલવા**—ધાકતર કો તો સોબ ભાષા માલુમ! હુસ્યાર હય!

**નરીમાન**—ડાકટર, થોડો પીજો.

(ઘસડીને ભોંય ઉપર બેઉની વચ્ચે બેસાડે છે. બધાં પીને છાકટ બની જાયછ. ગોવીંદ સ્તેથેસ્કોપ લાવી ડાકટરને આપે છે.)

**ડા. ઘાંસ**—(ભાન વગર સ્તેથેસ્કોપ પગમાં પેહેડે છે.) હાં, હાં, ગુડ ઇઝ સીરીયસ, બત, પલ્સ આર નોરમલ.

**ડી. સીલવા**—(બુમ પાડી) ધા...ધા......ધાકટર ઘાંસ...ભું...ભું ભું...ગલા પાઉમે દાલા હય! (હસે છે.)

**નરીમાન**—ઓ, મી૦ ધાંસ તમે ભુલમાં સ્તેથેસ્કોપ પગમાં પહેરીયોછ.

**ડૉ ઘાંસ**—(ધ્યાનમાં આવી સરખું કરે છે.) હા, ભુલ હો ગયા.

**નરીમાન**—(મનમાં અંગ્રેજી ગોખી. સોરાબને જ્યાં ઘા પડયો હતો ત્યાં આંગળી મોકી.) ડાકટર હાઉ, હાઉ, ડીપ ઇઝ-ધી વુંડ ?

**ડી. સીલવા**—નોરીમાન શેઠ, આપણા ઘરમે એ બખતકા ભુત નહિ આતા, પ...ણુ ધાકતર કો પુછો, એ ભુત બંગલામાં રાહતા. ઓસ્કો ભું...ભું...ભુંતકા બાતા સોબ ખબર હય

**નરીમાન**—(લડી પડે છે.) ભું ભું ભું ભું કયા કરતાં તુંમ ગયે અવતારકા કુછ ગધ્ધા હય. આપતો દારૂં પીકે સુધ્ધીમે હય ને ગાના ગાઉંછ, અચ્ચા બોલુછ. ને યુ-તોમ તુંમ (પડી જાય છે.) તોમ, તોમ...તુંમ તુંમ તુંમ અેસા ભુત ભુત કયા કરતા.

**ડી. સીલવા**—(મશ્કરીમાં) અરે તોમ્બ તો આગ્રાકા ઘુંબજ કો હય; ને તોમ્બ, એ આપણા થીએટરકોબી હય. તુંમ દારૂ પીકે સુધ્ધીમે નાહે...હય.

(ડા. ધાંસ, પેટ પાંસરા બધું તપાસતા થાકી ગાયો છે તોપણ બેઉની લડાઈ બંધ પાડવા વચ્ચે આવે છે.)

**નરીમાન**—અરે, તુંમારા શીર નહીં હય.

**ડી. સીલવા**—હારે, તુંમારા સીર તો બીલકુલજ નહીં હય.

**ડૉ. ઘાંસ**—(છુટટા પાડતાં) દોનોબી હુંશ્યાર ! કોઇ ગમાર નહીં !

( સોરાબ બબડવાનું શરૂ કરેછ. બધા સોરાબના દીલમાં ભુત ભરાયો છે એમ સમજી નાસભાગ કરેછ.)

**સોરાબ**—હો, હો, કોણે મને માર્યો ? ડાકટર પહેલ્લે નરીમાનને ને કુકને મારો પછી હું.........

( જોરમાં ઉઠી બેસે છે. બધાં દુર ઉભાં રહી ધ્રુજે છે. )

**નરીમાન**—(ડૉ. ધાંસને વળગી) મી૦...મી૦ ધાં...આસ મને ઘણી બીહીક લાગેછ જો ! તમે કહેતાથા કે સીરીઆઉસ કેસ છે, તો એ મરી જઇને ભુતબી કાય નહીં થઈ ચુકો હોય !...... અં..... (ધ્રુજે છે.)

**ડી. સીલવા**—અરે, ભાગો, ભાગો નહીં તો આમકુ, તોમકુ, સોબકું ખાં જાઇંગા ! હો, ભુત ઓલરેડી હો ચુકા હય ! ભાગો, ભાગો !

( ડાકટર તથા સર્વે જણા સોરાબને છોડી નાશી જાયછ.

પણ તેટલા ફીરોઝબખ્ત ને મેહરવાનજી આવી સોરાબને
લઇ જાયછ.)

**ફીરોઝબખ્ત**—(સોરાબને) કયાં ગયા બધાં જણાઓ ?

**સોરાબ**—ખોદા માલુમ.

**મેહેરવાનજી**—ચાલ બેટા, આપણા ઓરડામાં ચાલ. આપણે કંઇ
સારો ઇલાજ કર્યે.

(બે જણા સોરાબને પકડીને લઇ જાએ છે. નરીમાન પાછો બીહતો
ધ્રુજતો, ધીમે પગલે રૂમમાં દાખલ થાયછ.)

**નરીમાન**—(બીહતો બીહતો સોરાબનો ચારસો એમ તેમ ફેરવી)
બાપરે, આખરે એ તો ભુત થઇને નાસી ગયો, ચાલો, પીડા
પટી. આજે મારી રતી મને મલવા આવવાની છે, તે આ
બધું જોઇને એ તો ગભરાઇ જતે, ને મારી સાથનું એંગે-
જમેન્ટબી તોડી નાંખતે! સારૂં થયું, બધાં પતીયાં તો! રતી,
હજુન જરા લેત આવે તો સારૂં. તેટલા, હું જરાએક ઉંઘ
કાઢી ઉઠું. પછી ઉઠીને બધું ઘેર સાફસુફ કરી, એને વરે
એક વાઇન ગ્લાસ થંડું આઇસનું પાણી ને આરારોટની મજેણી
બીસકીટની ચીકાર તેબલ ગોઠવી, ને આપણેબી જરા ચલ્યાં
પલ્યાં પાડી રોપમાંજ એવનને રીસીવ કરશું.

(ઘોપ કરતો કે ઘોળકીપર મોં સુધી ચારસો ઓઢી ઘરા ઘર મોટે
અવાજે ઘોરી સુઈ જાયછ. રતી તરતજ આયા સાથે આવે છે.)

**રતી**—(ગોળ ગોળ આમ તેમ ફરી કાશીશાને) મરે કોશાં! કયાં છે
એવણ? મને સાડાં પાંચ વાગે તેડી ને કયાં પોલ થઇ ગીયા?

**કોશીશા**—(હાથ કરી) કયાં જાએ, વરી ચોકગી પર.

**રતી**—મર, મર, રાણુ! મુંગી બેસ! ચાલ આવ, ઘોળકીપર બેસ;
આવવાના હશે ત્યારે આવશે.

(બન્ને જણા નરીમાનના આંગપર છત્રી ફેંકી પછી બેસી જાયછ.
નરીમાન દબાઈ જવાથી અંદર ગડબડ કરે છે.)

**નરીમાન**—ઓ ભુત આયોરે! મને ઘેરી નાખ્યોરે! ઓ ભુત તું
તો સોરાબ છે હું જાણુંછ મને માફ કર; અરે, મારા બાપ!
મેં તારૂં કંઇ કરજ નથી કીધુંજો!

**કોશીશા**—(રડતી) ઓ બાઇ, મારી નીચે તો કોઇ ભુત ભુત બોલેછ.

**નરીમાન**—સોરાબ તું મરી ગીયો ને ભુતબી બની ગીયો! પ...ણ
ગામમાં તુને કોઇ મલ્યું નહિ કે મારા જેવા બાકરાંને પકડીયો.

પેલો ડામીજ, કા...કા......કા...કાઉશને કાંય નહિ પકડયો ?
(અંદરથી ચાદર સાથે કોશીશાના હાથો મજબુત પકડી, બીજે હાથે રતીના બાલ પકડી લપેડા મારે છે.)

**રતી**—(બાલ તણુવાથી) ઓહ મારા બાલ ખેંચાઇ ચાલ્યાં ! છોડો ! છોડો ! ખુદાને ખાતર કોઇ છોડવો !

**નરીમાન**—આ ભુત, તારા બાળ કે ગોપાળને મેં નથી મારી નાખ્યા ?

**કોશીશા**—(રડતી) ઓ બોઇ. મારો હાથ તદનજ ભાંગી ગયોછજો.

**નરીમાન**—આ સોરાબ ભુત ? મેં તારા હાથમાં ગોળી નથી મારી જો. ખરૂં કહું છ ભુત ! અપ ઑન માઇ વર્ડ, ભુત મેં તારો હાથ નથી ભાગ્યો. (ઉઠી નાસવાની કોશેસ કરતાં) દુર ! દુર ! દુર ! હારેમન દૂર ! યથા તારી મદદ ! અષેમ તારીબી મદદ ! ( ઉઠી બુમ પાડતા ) આવ બલા, પકડ ગળા, એ બલાસે ભાગના ભલા !

( નાસતા ત્રણે જણા ચાદર, છત્રી સારીમાં લપતાઈ ભોંયપર ગબડી પડી, સામે સામે ગોળ, ગોળ બેસી જાય છે. )

**રતી**—( બેસીને ) મરં એ તો નરીમાન છે.

**નરીમાન**—( ધ્રુજી, આંખે હાથ મુકી, નહીં જોતો ) હા બા હું છું ભુત સોરાબ બાવા મારે તમારી સાથે વાત નથી કરવી. ( પાછો ઉઠી નાસે છે. )

**કોશીશ**—ઓ શેઠ ! ઓ શેઠ ! ઉભો...રે...રે...જરા ! ઉભો...રે !

(બેઉ જણા ઘસડીને ઉભો રાખે છે. નરીમાન ઓળખે છે. રતીના ઉભાં જીથરા થીથરા બાલ, વાંકી સાડી સાથે, ને કોશીશા ભાંગેલા ટોપસાં સાથે, નરીમાન ફાટેલા તુતેલા કપડાએ ગીત ગાય છે.)

### ગાયન ૧૩ મું.

(ગાયન બાદ, નરીમાન લંગડાતો રતીના ખભા ઉપર હાથ તેકવી, કાખમાં ભાગેલી છત્રી મારી વીદાય થાય છે.)

---

## અંક ત્રીજો.

### પ્રવેશ પાંચમો.

---

(મેહેરવાનજીનાં બંગલાનો પછવાડેનો ભાગ જ્યાં ગાય, ભેંસ, મરઘાં ચરતાં દીસે છે. શીરીન ખેતરના નાના દરવાજા ઉપર હાથ

તેહવી થોડા ફુલો લઈ સોરાબની વાત જોતી ઉભી છે. કાવશ હજુન પોતાના ભલા માટે ખવસી સ્વભાવના બદમાસો સાથે કંઈ પ્રપંચ રમતો એક બાજુએ ઉભેલો દીસે છે.)

બદમાસો—નહીં, નહીં શેઠ! હારી મત જાઓ! હમકો જો જરા જાસ્તી ખુશી કરો, ને દેખો કે એ બખતકા તુંમારા કામ કયસા બીજળીકી માફક હોતા હય!

કાવશ—બસ! બસ! હમ તુંમકુ બોત પૈસા દીઆ હય, અબી દુશરાતો હમારા શાદીમેં જીતના હમકો મીલેંગે, ઉશકા આધા ભાગ તુંમારા......

( ખુશ થઈ એકેકને તાલી આપે છે.)

બદમાસો—સાહેબ! કબ એ કામ કરનેકાં?

કાવ[illegible]—ચુપ! ચુપ! હલુશે! જરા થેરો! અબીજ! અબીજ!
(દીવાલ પછવાડે ભરાઇ જઈ શીરીન સોરાબની વાત સમજે છે.)

શીરીન—(સોરાબને ફુલો આપતાં) એક મોટી ધાટમાંથી માહરા જીવનના આધાર, મારા પાલનહાર સારા થયા, તેની ખુશાલીમાં હું તમોને આ કોમન પ્રેઝન્ટ આપું છું.

સોરાબ—(ફુલો સુંઘતાં) થેંકયું, માઇ ડારલીંગ! તું ખુશી રહે તો હું સુખી! પ...ણ તું એટલી બધી ગાભ[illegible] ને ફીકકી ફ્ચક કેમ દીસે છે?

શીરીન—સોરાબ ખુદા તો મારી ઉપર હમેશનો મહેરબાન છે તો......પણ હજુન રાત, દીન મારી ઉપર જાણે તોફાણ વરસવાનું હોય, એમ મને કંઇ લાગ્યાં કરે છે.

સોરાબ—માહરી શીરીન! એ તારો ફકત ધખારો છે. તું કહેચ તેમ પરવરદેગાર જો તારી ઉપર મહેરબાન છે, તો પછી તારે એવા વહેમો નહિ કરવા જોઇએ. (માથાં ઉપર હાથ ફેરવી) દીકરા, તું તો સ્યાણી ને...એમ (અટકી પડે છે.)

કાવશ—(બદમાસોને) તમારામાંથી એક જણ આ શેઠ પાસે જાઓ, ને કહો કે મેહેરવાનજી શેઠ તમોને હમણાં ને હમણાંજ બોલાવે છે. મારો વીચાર કાળ કરીમાનું કામ આજેજ કરી લેવાનો છે.

બદમાસ—(સોરાબ આગળ જઇ) સાહેબ, મેહેરવાનજી શેઠ તમોને જલદીથી બોલાવે છે.

સોરાબ—(વાતે ગુંટાયલો હોવાથી) હા જા, કહે કે હમણાં આવુંછ.
બદમાસ—(નહિ થોભતાં) શેઠ બહુ ઉતાવલે તમને તેડાબ્યાછ, સાહબ.
શીરીન—(નોકર ઉપર શક લઇ જઇ, સોરાબને જતો અટકાવે છે.) સોરાબ, જરા ઉતાવલા ના થાઓ. સોરાબજી એ કંઇ આપણા ઘરનો નોકર નથી. હું મારા ઘરના દરેક નોકરોને ઓળખું છું. (નોકરને) એઇયવ, તું કોણુનો નોકર છે ? કયાંથી આબ્યો ? બોલ, (ગુસ્સે થઇ) કોણ શેઠને બોલાવેછ ?
બદમાસ—બાઇ, હું કંઇ તમારો નોકર નથી, પણ તમારા બાવાજીના એક દોસ્ત આવેલા છે તેવણુનો હું નોકર છું.
શીરીન—(ધકકો મારવા જાય તેમ) ચાલ, હરામી ! તું સદનતર જુઠો દીસેછ, નીકળ નહિ...તો......
બદમાસ—(બીહ બે, ત્રણ પગલાં પાછળ ભરતાં) બાઇજી મેહેરવાનજી શેઠ કહ્યું કે પછવાડેની વાડીમાં મારા જમાઇ દીકરી ફરે છે, ત્યાંથી એકલા શેઠનેજ તેડી લાવ, બાઇજી, તમોને નથી તેડયા.
સોરાબ—(શીરીનનો બરડો થોકી) શીરીન ઘેલી ના બન, જરા જોઇ તો આવું, મોટા માણુસનાં મનમાં કંઇ ઓછું આવશે, ડીયર ! મને જવા દે. તું અહિયાંજ રહેજે ! અત્તર ઘડી હું તારી પાસે આવીને ઉભો રહુંછ.
શીરીન—વહેલા આવજો.
સોરાબ—દીકરા ! પાંચ મીનીટમાં (જાય છે.)
કાવશ—(શીરીન નજદીક પોતાના કદમો લંબાવતો આવે છે) કેમ ! તમને મને જોઇ આંચકો શાનો લાગ્યો ? શું ! લગનની વાતો ચાલી રહી હતી કે ? શીલ્લું તું શું એમ માનેછ કે, વઘન વગર તારા લગન પાડ પડશે ?
શીરીન—(કંઇ જવાબ આપતી નથી.)
કાવશ—(વધારે નજદીક જઇ, દાંતો પીસી) ઓ પૈસાદાર બેકુત મા બાપની લાડ ઓવાઇની દીકરી...! શું જુવાનીની દેવાનીમાં તારી શુધ્ધ, બુધ્ધ ગુમ થઇ છે કે ? તુંને પેલા છરાની બચ્ચાએ પ્યારની અંધારી ચાદર ઓઢારી નાંખી, છે; અને તે નાલાયક જવાનને તેં તારૂં ખુબસુરત ચંચળ જીગર શું કામ વેચી

નાખ્યું છે ? (લલચાવતાં) આ ભોલી છોકરી ! શું......તારા મા બાપને તે શોભઇતા જમાઇરાજ ગમી આયા છે ?

શીરીન—(ચીરડાઇ) તમારા આ તાણા તપલાની હું જરા પણ દરકાર કરતી નથી. હું ખેડુતના નામથી કે ગામડયનના નામથી કદી શરમાવશ નહિ, પણ તેમાં મગરૂર થઇ, મોટાઇ લેઇ હું ખુશ થવશ. તેમજ ઇરાની બચ્ચાંની અંધારી ચાદર પણ હું ખુશીથી ઓઢીશ. બેવકુફ જ્યાંવેર એક નેક જાત પરણેતરના દીલમાં લાગણી હોશે, ત્યાં વેર તેણી તે ખવીસ ભુંડા કે લુચ્છા ભરથારને સેવટ...વેર સાચી રહી પોતાના ભવનો ભોગ...પણ આપવા તલબઆર રહેશે. તે કદાચ તમારા જેવાં ઘણું શીખેલાના વાંચવામાં કે સાંભળવામાં નહિ આવ્યું હશે !

કાવશ—(પતાવી લઇ) તે નાલાયકને ખાતર, તું શું કામ આટલી હારમાર થાયછ.

શીરીન—(સ્વગત-હજુંન એ સોરાબનીજ પુઠે લાગોછ.) હેં, નાલાયક ! કોણ ? ના...લાયક એક તમારા જેવા મુંજીને કહે તો ચાલે.

કાવશ—અલબત, નાલાયક ! તું તારૂં જીગર ફોકટનું વેચે છે.

શીરીન—ભલે ! હું મારૂં જીગર એને વેચું તો શું છે ? ઓ પાપી ! હું પરવરદેગારની નજરમાં એક વખત એની સાથે જોડાઇ ચુંકીછું; અને વચન પાલવા હું વેચાઉં કે મરૂં તોબી શું છે?

કાવશ—પણ તમારા મા બાપને આ તમારૂં ભુલ ભરેલું પગલું, કંઇ ગમતું હોય, તેવું દીસ્તું નથી.

શીરીન—તેઓને આ મારૂ ભુલ ભરેલું કામ ગમશે કે નહિ તે હું તમો મુંજીને ભવીષ્યમાં દેખાડી આપીશ. તે કંઇ તમારા જેવો ઢોંગી નથી, કે જે એક ઓરત કરતાં તેણીના પૈસાને વધારે ચાહતો હોય.

કાવશ—વારૂં, હું મુંજી છેઉં તો પછી જોઇ લેજો, (હસી) હમણા તો તમારે મુંજીભાઇઓ સાથેજ ચાલવું પડશે. તે માલુંમ છે.

શીરીન—(સ્વગત-કંઇ કાવત્રુ રચ્યું હોય એમ મને લાગેછ.) (જાહેર) હા, પણ હમણા તો તમે સીધારો; મહેરબાની કરી સીધ્ધાં સીધ્ધાં તમારે રસ્તે પડો.

કાવશ—હું પણ તમોને રસ્તેજ, રખડતાંજ પાડવાં આવ્યો છું (બદ-માસોને વીસલ કરી) આવી જાઓ મારા દોસ્ત, તમોને

ગમે તેમ આ પોરીને બાંધીને, પેલી મોટર તૈયાર છે, તેમાં જીપલાવો ને આપણા ગોઠવેલા પ્લાન પ્રમાણે લઇ ચાલો.

**શીરીન**—(હરણફાર થઇ) હો ! મારા બાપ ! કોઇ આવો ! બચાવો ! ! મુકાવો !!!

(શીરીનનાં મોંહમાં રૂમાલનો ડુંચો ડાબી ત્યાંથી ઉંચકી જાય છે.)

## અંક ત્રીજો.

---

### પ્રવેશ છઠો.

---

(દરીયા આગળની એક ભાંગી તુટી ઝુપડી.)

**કાવશ**—(મોટરમાંથી ઉતારતાં ધમકી આપતાં) સમજ આ દરીયાના મોટા મોજાઓનો અવાઝ ! જો મને તારી તરફથી ના શબ્દનો જવાબ મળશે તો તુંને હું સદાની આંધળી કરી આ દરીયામાં હોમાવી દેવશ. (શીરીનના આંખોના પાતા છોડી, હસે છે.) હા ! હા હા......હા ! હા ! જો, તું એક મીનીટમાં કયાં આવી.

**શીરીન**—(ફગલાઈ) જયાં તમે લાવ્યા ત્યાં.

**કાવશ**—હવે, તમારે કોઇને મદદ માટે બોલાવવાછ કે ?

**શીરીન**—(તપી જઇ) ખુદા સીવાય, બીજું મને અહિયાં કોણ બચાવનાર છે ? અરે ભલા આદમી ! યાદ રાખજે, કે જેને ખોદા રાખે તેને કોઇ નહિ ચાખે.

### ગાયન ૧૪ મું.

(ગાઇ રહયા બાદ, કાવશ તેણીને છોડી, ચાલી જવા જાય છે. ત્યારે શીરીન વધારે ઉશ્કેરાઈ, કાવશને શ્રાપ દેય છે.)

**શીરીન**—જો મુજી ! આ દુન્યા સુંદર છે. તો...પણ તેને વધારે સુંદર કરવા કંઇ પ્રકાશીત કામો કર. જેવા કે, દયા, ધર્મના અથવા તો કોઇના હૈયા દુઃખોથી ભાંગી જતા હોય તેને સાંધી આપ. (શીરીન ઝાડો આગળ ફરી, ફુલો તોડી સુંઘે છે.) ઓ હો અહિયાં શું સુંદર ફુલોનો પમરાત આવે છે !

**કાવશ**—હા. આવે છે. એ તારી બહેસ્તમાં કે દોજખમાં જવાની નીશાની છે, કારણ હવે તેં મને સતાવવામાં કંઇ બાકી

શાખ્યો નથી. તેથી હવે તું રીબી, રીબીનેજ આ જંગલી પુલો સાથે મરજે.

**શીરીન**—હા, મારા ખોદાયજીની મરજી હોશે, તો હું રીબીનેબી મરશ. પણ.....તારા જેવા સેતાન ઘાતકી હૈયાના, કદરૂપા દેવ સાથે તો કદીબી આવશ નહિ.

**કાવશ**—(આગળ જઇ મશ્કેરી કરે છે) વહાલી આટલી બધી તપી ના જા.

**શીરીન**—(કાવશના હાથો મરડી નાંખી) ખબરદાર, દુર રહે, નહિ તો તું કહેછ તેમ જંગલી ઝનુની ઇરાનીપણું હમણા તુંને ચીખી ચીખીને બતલાવી આપશ. તું શું સમજે છે, કે મને આ રીતે દુઃખી કરીને તું પોતે અમન ચમનમાં ફરશે? કદી નહિ! (મોટેથી ગળગળાતા અવાજે) હમણાજ, મને આ વાયે જહાંનમાં છોડીને જશે; ત્યારે આ જંગલના પુલો જેને તું જંગલી કહે તે... પુલો તને, તેનો ખાલી પમરાત પણ આપશે નહિ. (ધ્રુજતા સાદે આંખો પર હાથ મુકી) જે હું મારી બંધ આંખે, આ મીઠાં પક્ષીઓને ગાતાં સમજુછ, તેઓ પણ તારી હાજરીથી ગાતાં બંધ થશે. (સુરજને જોઇ) આજે સુરજના તાપથી હું તપી જાઉં છું, તે સુરજ પણ વાદળાઓમાં વીટળાઇ જશે. આ......થંડો......લહેરી પવન જે વાયે છે, તે તારા આંગમાં હદ વગરની થંડક આપી, તુંને રસ્તે ચાલતાં લખ લખાં ભરાવશે, આ દરીયાના ઉછલતા મોજાંઓ જે તુંને અને મને એક કીંમત સમાન લાગે છે, તે... ...પણ તું...... મને છોડીને એક ડગલું પણ આગળ વધશે, ત્યારે મુંગા રહી જઇ. તને કદરૂપુ અને બીહામણું લાગશે. (નાશીપાશ બની જાય છે.)

**કાવશ**—(જરાર ધ્રુજી) અરે જા! જા! તારા જેવીના શ્રાપ જો, એમ લાગી જતા હોય તો, દુન્યામાં જોઇએ શું? મુંગી મુંગી આ ઝુંપડામાં જઇને બેસ, અને હજુન પણ હું તને બે, ત્રણ દીવસ વીચાર કરવા આપું છ.

(ગજવામાંથી એક નાની એસીડની શીશી કાઢી શીરીનની આંખોમાં છાંટે છે, પછી ઝનુની કાંવશ, એક વીકાળ વરૂ, તેની પુંઠે આવતો

હોય, તેમ દોડે છે, પણ તેજ દીવસ મરણ હોવાથી તેમજ એકદમ વંટોળ્યો થવાથી તે બહુજ નડતલે તંતોસ્તો, તંતોસ્તો, બબડતો આગળ વધે છે.

**શીરીન**—ઓ ખોદા ! મારી આંખ ! આ હેવાને મને અંતે આંધળી કરી ! (શીરીન બબડતી બેહોંસ થઇ જઇ, એક પથ્થર ઉપર પટકાય છે.)

---

## અંક ત્રીજો.

---

### પ્રવેશ સાતમો.

નરીમાન અને રતીની પરણવાની તૈયારી; પણ નરીમાન ફકત સદરા ઉપર, હાર, તોરા પેહેડીને રડતો રડતો પરણવાને કંઈ ગાતો, ગાતો આવે છે.

#### ગાયન ૧૫ મું.

નરીમાન ગાઈ રહે છે. રતી લગનના કપડા પહેડી કંઇ મનશે અંગ્રેજી ગીત, ગાતી ગાતી આવે છે અને નરીમાનને જોઇ હલટાઈ જાય છે.

**નરીમાન**—(રતી આગળ જઇ) રતી ડીયર......હું...ઉ...આયો.

**રતી**—(જોયા વગર બુમ પાડે છે) હેલ્પ ! હેલ્પ કાકાજી ! આયા ! કોઇ પહેલ્લે અહિયા આવોરે ?

**નરીમાન**—(રતીનું મોઢું દાબે છે.) અરે બુમ ના પાડ વહાલી રતી ! આજે આપણા લગન છે તે, શું તું ભુલી ગઇ કે ?

**રતી**—મરેરે તું મુવો ! લગન કરવાને આવતો ! મુવો છોકરો થઇ બલતાના ઘેરમાં ગુસી આયો ! (હાથે મારતા) નીકળ, નીકળ બહાર ! મુવા ફુવડ ! નહિ તો હમણા સીપાઇને બોલાવશ.

**નરીમાન**—(સ્વગત–વાત તો વધી ગઇ) અરે ! પણ પ...ણ જરા મારી તરફ જોની, હું કોણ છું તે ?

**રતી**—આયા ! કોશીશા ! મરે બધાં ક્યાં મરી ગીયા ?

(નરીમાન ભરાઈ જાયછ. કાકાજી ને આયા દોડતા આવે છે.)

**કજીકાકા**—શું ? શું છે ? દીકરાં રતાં, આજે અપરમે દહાડે એમ બુમો શાણી પાડેછ ?

**આયા**—એ તો લગનની ખુશાલીમાં મોટે મોટે ગીત ગાયછ શેઠજી (હસે છે.)

રતી—ચપ ! રાણુ ? પહેલ્લે પેલા લુચ્ચાને શોધી કાઢ (રડે છે.)

ઈજીકાકા—દીકરી રડ ના. ધીરી પડ, હુંબી સોધું છ.

(નરીમાન રડતો રડતો ખુણામાંથી ધીરેથી ઉઠે છે. ઈજીકાકા સ્લીપર લઈ, તેમજ આયા, રતી મારવા મંડી જાય છે.

નરીમાન—હાઉ ? મારા મોઢાં તરફ્ કોઇ જરા જોતું નથી. અરે હું ખરેખરો નરીમાન છું બીજો કોઇ નહિરે...!

ઇજીકાકા—થોભો ! થોભો ! ! મારી મા ! હા...આ આતો નોયેીંજ છે, તારો ધણી રતી (અજબ થઇ) કેમ બાપા ! આજે એવા કેવા અવતાર ?

નરીમાન—અરે ! હાંઉ ? બોલો......બોજ...ના...બા–પ હું તે તમોને પછી પ્રાઇવેટમાં કહેવરા, તમે લોકો જરા અહિંથી જતા રહો.

ઇજીકાકા—(લાકડી અફાડી) પ્રાઇવેટ, બ્રાઇવેટ કંઇ નહિ (રતીનો હાથ પકડી) હમણાંજ બોલો, નહિ તો કે હું મારી પોરીને તમારા હાથમાં નથી આપવાનો.

રતી—મરે, કોઇ ભીખારીબી એમ લગન કરવા નહિ આવે. (આઠ ગ્લાસ ચઢાવી) કેમ કાકાજી બોલોની ?

કોરશીશા—પણ બોઇ. બોય અંધારૂબી આવતો હોશે.

ઇજીકાકા—(સ્વગત–રતી માય, હવે અખાડા કરી જા, નહિ તો વાત વધી જશે) નરીમાન હું તમોને થોડો વખત ખુલાશો કરવા આપું છ. જે કંઇ કહેવું હોય તે રતીને જલદીથી કહી દેવો. તેટલા જરા હું કપડા બદલવા જાઉં છ. (આયા પણ જાય છે.)

રતી—(નરીમાન આગળ જઇ) ચાલો ! બોલી મરોની ! એમ ડચકાં શાનાં ખાયા કરોછ ?

નરીમાન—ઉંઉ......ઉંઉ......હું...આવી...ગીયો.

રતી—(પસવાડી) મરે, કયાં આવી ગીયા ? ગાડી તળે ?

નરીમાન—નહિ, ઉંઉં......(રડે છે.)

રતી—મોટર તળે કચડાઇ ગીયા ?

નરીમાન—નહિરે...ઉંઉ..... હાઉ, હાઉં મોટર તલે નહિ.

રતી—(વીચાર કરી) ટ્રેન તળે આવી ગીયા ?

નરીમાન—(ડચકા ખાઇ) ઉ...હં નહિ મારી ડારલીંગ.

રતી—(ચીરડાઇ) શું ઘોડાગાડી તળે મરી મુવા ?

નરીમાન—(વધારે ઘોંઘાત કરી) આ નહિ...આ નહિ......ઇ.

રતી—હમણાં પેલી નવી મોટી મોટર બસ ફ્રેંચ, તેની તળે દટાઇ મુવા ?

નરીમાન—નહિરે...તું કંઇ સમજતી નથી ..ઉ...ઉં...ઉ.. ......

રતી—(છેડાઇ મશ્કરી કરી) અરે નહિરે, અરે નહિરે, એનો એ શું મુંવો જવાબ, તમારૂં કપાળ ! મુંવો ગાડી, ઘોડો, ત્રેન, બસ બધું તો બોલી ગઇ, હવે શું બાકી રહયું છ. (યાદ કરી.)

નરીમાન—(હાથમાંથી તોરો છોડી દેતાં) ઉ...ઉં...ઉ, ડીયર ! તેમજ પણ જરાક જુદી રીતે ઉ...હું...ઉઉ......!

રતી—(પસવાડીને) બોલો, બોલો, તમેજ બોલો જોઉં ! ડાહ્યા છેવ.

નરીમાન—(ચીખો કાઢી) શે.........શે......ઉઉ...શેર......સત્તામાં આવી ગીયો, ખુવાર થઇ ગીયો. એક પઇ પણ મારી પાસે નથી, ખરૂં કહું છ કે મેં મારવાડી પાસે પાંચ રૂપ્યા કઢાવ્યા ને પચાસ રૂપ્યા લખી આપીર્યાં, ત્યારે આટલો હાર તોરો ખરીદીયો. (રડે છે) હું જાણું કે તું મને જોઇને ખુશી થઇ જશે. પણ તું તો ઉલટી પોલીસને બોલાવવા નીકળી હા...ઉ ? હું કેવો કમનસીબ (આંખો ચોળી) ગમે તો મારી સાથે કીત્તા કરીને કોઇ બીજા સાથે પરણી જા.

રતી—(સ્વગત-હવે એ હાથમાંથી છટકી જશે તો વરી બીજો ત્રીજો કયાં દીવો લઇને સોધવા જવશ) (પતાવીને) વહાલા તમે સપરમે દહાડે બધું એવું શું બકોછ ? મુંવો બીજો કોણ ? ને ત્રીજો કોણ ? જયારે તમે ડુંગરે સીધારશો ત્યારેજ હું ચોથા પાંચમાંની વાત કરી લઇશ, હમણા તો તમેજ ડીયર; શેર સત્તામાં આવી ગીયા તો કંઇ નહિ, તમારો ધડો ગીયો, હું તમોને જે જોઇશે તે અપાવશ.

નરીમાન—પ...ણ ચાલુ વરસો સુધી ગુજરાન કોણ કરશે ? ને લગનનો સાયો કોણ અપાવશે ?

રતી—(ખુબ ખભામાંથી હીલવી) તેબી હું બધું કરશ, બોલો; તમે પરણવાને કબુલ છેવકે ?

નરીમાન—હા, તું બધું કરશે. ત્યારે તો હું એકકે બોલે કબુલ પ...ણ ઉભી રહેની, મને થોડો નાહલો જેવો એક ચેક લખી આપ, તો હું મારા કપડા, બુટ, સાયો ખરીદું.

રતી—(સ્વગત-વળી એમ કરી પાછા શેર સત્તામાં પૈસા નાંખી આવશે) મારી પાસે ચેક, બેક કંઇ નથી. હું તમોને ફકત આશીર્વાદનું જોઇતું કરતું અપાવીશ. (ત્યાંજ રતી ગાતી ગાતી નરીમાનને સજે છે.)

ગાયન ૧૬ મું.

(નરીમાન તૈયાર થઇ, પછી રતી સાથે તાહેલે બેસે છે. નોકર, ચાકર આમ તેમ દોડધામ કરે છે. ઈજીકાકા તડકાને લીધે છત્રી ઓઢી, દરવાજા આગળ પરોહનાઓને આવકાર દેવા બેઠા છે.)

ઇજીકાકા—(ચશ્મો ચઢાવી) આ કોણ આવ્યું ? ઓ ! મારી પાહેની પુતલી, (પુતલીબાઇને) આવો મા, વહેલા આવ્યા તો હારૂં થયું, જરા માહરી પાસે બેહો, કે બહારના બૈરાંઓ આવે તેને તમે આવકાર દેઓ, હો. મારી આંખે તો કોઇ ઓળખાતુંબી નહિ.

ઇજીકાકા—(છત્રી ઉચકવા જતાં પુતલીબાઇને ભોંકઈ જાય છે.) હં આ કોણ વળી આવ્યું ? રતીની હઇઓ ?

પુતલીબાઇ—રતી મા......આ તારી સહીમીટીઓ આવી.

રતી—આવો, (કોટી કરતાં) ધના, જીલા સાહેબજી; કેમ ડીયર કેમ છેઓ ?

ધના—જીલા—(પ્રેઝન્ટ આપતાં) શાદી મુબારક, શાદી મુબારક રતી ડીયર. (આંગળી કરી બતલાવી) રતી ! આ લંબુસ તારો હસબન્ડ કે ?

રતી—હા દીકરા, આવો તમોને ઓળખ કરાઉ. (નરીમાન ઝટ દઇ ઉઠી, શેકહેન્ડ કરતાં અફાડ જીખ કરી મુંકી પોતીકી મેળેજ ઓળખ કરે છે.)

ઇજીકાકા—(હાથમાં ઉચી છત્રી ઉંચકી) પુતલીમા તમે બેહી રહેજો હોકે. એને તો મેં ઓળખ્યો. વેલકમ પાહલી, દોસ્ત, તું નહિ આવવાનો હતો, પણ આયો ખરો ! હં, થેંકયું, થેંકયું. (છત્રી બંધ કરી કોટી કરે છે.)

નરીમાન—(પાહલીને જોઇ પેટ પસવાડે છે) બાપ, એ પાછો ક્યાંથી આવ્યો ! (આગળ જઇ) આવો પાહલનજી શેઠ બેસો, પહેલ્લે તમારો દંડૂકો આપો, જરા મારીયા ઉપર મુકી આવું, નહિ તો કે.........

**પાહલી**—(ડાળા ઘુરકી, નહિ આપતાં) બાજુ હથ...ન...થી...

**જીલા**—(ધનાને) આ ઇજીબાઇ સાથે ડોસાં છે, તે રતીના કોણ સગાં થાય ?

**ધના**—ઇજીબાઇ રતીના કાકા થાય, ને......પેલાં ડોસાં તે...એ, રતીના કાકી.

**પાહલી**—(બેઉ છોકરીઓની વચ્ચે ડોકયું ગુસાડી વાત સમજતો હતો) એ પોરી એ તું હું બકેછ ! (આગળ જઇ) એ તો મારી ધણીઆણી. (દંગોરો લઇ ઇજીકાકાને મારવા દોડે છે) ઇજા, મારી ધણીઆણીને મારી આગળ મોકલ (લાકડી ઉંચકી) નહિ તો કે હું બધાને બતલાવી આપીશ (લાકડી ફેરવે છે. સર્વે બીહ જવાથી પુતલાં દોસાંને આખ્ખાં ને આખ્ખાં ઘસડી લાવી પાલનજી પાસે બેસાડે છે.)

**ઇજીકાકા**—નરી બાવા...જરા અહિયાં આવોની, જુઓની આ પેસ્તાંઉ કોણ આવ્યો ?

**નરીમાન**—ઓહો, એ તો આપણા ગામનો ડાકટર ધાંસ.

**ઇજીકાકા**—હં ડાકટર ધાંઉસ બાપરે (બાજુએ થઇ જાય છે.)

**નરીમાન**—ડો. ધાંસ, ગુડી મીનીંમીંગ, અં...હાઉ હાઉ...આર, હબુ ?

**ડો. ઘાંસ**—(સ્વગત) હમણા કરદશે કે કેમ ?

(ગુંચવનમાં પડી, એમ સમજ્યો કે હાઉ એટલે સાહેબજી. ગુજરાતીમાં એનો અર્થ એવો હશે. તેથી નરીમાન સાથે પોતે પણ નમી નમીને હાઉ...હાઉ...હાઉ, હેટ ઉંચકી સર્વેને સલામ સાહેબજી કરી, ધના, જીલાની વચ્ચે જઇ બેસેછ. ડો. ધાંસની ટોપીને બે બાજુએ તીક્ષણ પોઇન્ટ હોવાથી, અવર નવર બેઉ જણાને તે ભોંકાય છે.)

**ધના**—એ જીલું, મને કંઇ સોય જેવું ભોંકાયછ જો !

**જીલા**—મરે, મનેબી પછી ચટક દઇને કંઇ કરડયું.

**ધના**—(પાછી હેટ ભોંકાતા) હા..... હવે ચોર પકડાયો, આ, મુંવા ફ્રરંગાતું તોપસ ભોંકાયછ.

**ડો. ઘાંસ**—(નરીમાનને વાકો વળી કંઇ પુછવા જાયછ, અને જીલાને હેટ ભોકાયછ.) અબી પૅાડ્રી કબી આઅેંગાં ?

**જીલા**—(ચીરડાઇને ઉભી થઇ) તું મરે મુંવો પાઉ......મારી આંખ ફોરી નાંખી, પૅાડ્રી ને પોરી શું બરીયું.

(હેટ ઉડાડી મુકેછ, અને અંદરથી સ્ટેથેસ્કોપ ઉડી પાહલીના ગળામાં લટકી જાય છે. પાહલી સાંપ સમજી ગુસ્સે થઈ કાઢી નાંખી, દુર ફેંકી દે છે. નરીમાન ઉંચકી પાછો ડાકટરને આપેછ.)

ઈજીકાકા—(ચશ્મો સરખો કરી) હા, આ મારો ધરકુલનો જુન્નામાં જુન્નો દોસ્ત રતન રમખાન્યા, ને તેનો પોર્યો. આવ ! બાવા આવ ! કેમ કંઈ નવી જુની ખબર ? ઠીક તો છેવની ?

રતન—હા!, ઠીક તો છું. બાવા ! હમણા લગનમાં રમખાન નહિ થાય. પછી તુંને રમખાનની કંઇ ખબર કહેવસ.

પુતલીબાઇ—(લાકડી ટેકવી લથડતાં ઉઠે છે.) પોર્યાંઓ હથી જાઓ, મોબેદજી સાહેબ આવે છે. (બુમ પાડી) રતીમાએ, નરીબાબા, આશીરવાદ છંટાવા જલદી બેહી જાવો તો !

મોબેદજી—(દાઢી પસવારતાં) ડોસાં, બધું તૈયાર છે કે ? આશીરવાદનાં ચોખા, દીવો, ધી, સૌઉ......

પુતલીબાઇ—(દોડ ધામ કરતાં) હા, હોઉએ તૈયાર !

(પાહલી અને રતન આડાં અત્તર ધડે છે.)

મોબેદજી—થાલી કોણ પકડશે ?

રતન—આ માહરો દીકરો, શાવક સેન્ડો તમારી થાલી પકડશે.

પુતલીબાઈ—મરૂં રે મરૂં, આવ બાવા, આ થાલી જરા પકડ.

મોબેદજી—(ખંખાર મારી, બેઉના હાથ સાથે જોડી અશીર્વાદ દે છે.)

દાદાર હોરમજદની બંદગી કરતા રહેજો !
ધર્મ ગુરૂને માન આપતા રહેજો !
અસલી વદવાઓની ચાલે ચાલજો !
અસલી રીવાજો પાલતા રહેજો !
રૂડાં વચનો બોલજો !
રૂડાં વીચારો વમાસજો !
રૂડાં કામો કરજો !
તમારી ઉપર ખુદાના આર્શીવાદ વરસજો !
તમારી ઉપર મેઘ રાજા ખુરબાંન રહેજો !
તમારી ઉપર ખોરશેદ રોશન ઝમકતા રહેજો !
તમારી ઉપર માહબોખ્તારનો થડો છાયો રહેજો !
એવી મારી સર્વે ભલી દુઆઓ તમો પરણુતા જોડાંને આમીન થાઓ ! આમીન ! આમીન !! આમીન !!!

સર્વે જણા—હેપ ! હેપ !! હેપ !!! હુરરે !!!! (લગનનું ગીત ધના, જીલા, પુતલીબાઇ ગાય છે.)

ધના જીલા— ગાયન ૧૭ મું.

સર્વે જણા— ગાયન ૧૮ મું.

——:o:——

## અંક ત્રીજો.

### પ્રવેશ આઠમો.

(ફીરોઝબખ્ત, નરીમાન સાથે ગાતો ગાતો આવે છે.)

ગાયન ૧૯ મું.

નરીમાન—(જમીન ઉપર, પલાંઠી વાળી બેસી જઇ) ફીરોઝબખ્ત, હવે તમે પેલાં પાખંડાની પહેલેથી તે છેલ્લે સુધીની હકીકત કહો.

ફીરોઝબખ્ત—જો, ચેડા ઘેલા કાઢતો ના ! ધ્યાન દઇ સાંભળજે !

નરીમાન—કદી ચેડા નહિ કાઢું, લેઓ આ પ્રોમીસ.

ફીરોઝબખ્ત—ભાઇ, બુરો માણસ કરવા જાયછ શું ને તે કરી દેછ શું ! પ...ણ પાછો તે જ્યાંનો ત્યાંજ, આ કાવશે કંઇબી કાવત્રાં રચવામાં બાકી રાખ્યાં નહિ.

નરીમાન—શીરીનનું શું થયું તે પહેલ્લે કહો.

ફીરોઝબખ્ત—શીરીન તો ઉજ્જડ ઝુપડીમાં ફક્ત એક કલાકની મુસીબત વેઠીયા પછી ખોદાતાલાના મહેરથી ઘરે આવી પુગી હતી. વળી કોઇ રામા ને રાધા નામના ભાઇ બહેનો ઝુપડી આગળથી પસાર થઇ પોતાને ઘરે જતાં હતાં. ખોદા માલુમ કે તેઓએ શીરીનને કેમ ઓળખી હશે ? શીરીને જે મદદ માંગી, તે તેઓએ તુરત આપી, અને અરધી રાત્રે બધાં ઘરે આવી પહોચ્યાં. મેહેરવાનજીની ખુશાલીનો તો પારજ રહયો નહિ.

નરીમાન—પણ, કોઇ કહેચ કે, આંધળી કરી નાંખીચ.

ફીરોઝબખ્ત—આંખ આંધળી કરવા તો એસીડ નહિ છાંટીથી, પણ, ફક્ત ધમકી આપવા અમથું ચઆદતુ તપખીરનું પાણી છાંટયું હતું; એમ આપણા ડાકટર કહેછ.

**નરીમાન**—(અજબ થઇ) ક્યાં ડાકટર? ડૉ. ધાંસ જી. એ. પી.
**ફીરોઝબખ્ત**—તે નહિ, બીજા.
**નરીમાન**—હં! પછી.
**ફીરોઝબખ્ત**—પછી.........જ્યારે શીરીનનાં ગુમાવા વીશે સર્વેને ખબર પડી, ત્યારે તેહેમીનાએ માનતા લીધી કે જો, મારી શીરીન મલે તો, તુરતજ એ, ત્રણ દીવસમાં એના લગ્ન ઉભા-કરી નાંખું.
**નરીમાન**—મને તો લગનની ચીઠ્ઠી કે દહાડની આવીછ, ને હું તો મારા લગનમાં ગુંતાયલો હતો...તે, હું......ઉ......તો ગભ-રાઇ ગયો કે, હાઉ; એટલા જલદી લગન કેમ?
**ફીરોઝબખ્ત**—એમાં ગભરાવાંનુ કે ખુશી થવાનું શું? ચાલ ઉઠ, ત્યાં આપણી વાત જોતા હશે.
**નરીમાન**—વાત જોય ને બાત જોય! હાઉ, વાત જોય? હું બી હમણાજ પરણ્યોછ. તે હાઉ, કરીને ત્યાં આખ્ખો દીવસ કેમ આવું? આપણે તો બા સાંજે તાંસવા આવશું.
**ફીરોઝબખ્ત**—(ખરડો થોકી) જા, ભાઇ તને ગમે તેમ.

---

## અંક ત્રીજો.

### પ્રવેશ નવમો.

---

(શીરીનના લગનો મંડપ નખાંયો છે. ઝાડે ઝાડે લાઈટ વાવટા વગેરે દીસે છે. થોડાઘણા પરોહનાઓ ખુશાલીની વાતો કરતા બેઠા છે.)

**મેહેરવાનજી**—(બોલતાં, બોલતાં ઉઠે છે) આ કુદરત! બળવાન કુદરત! તારો જેવો હોકમ! શીરીનના લગન જો મેં જલદીથી કરી નાંખ્યા હતે, અને લાંબો વખત ધીલ કરતે નહિ, તો મારાં બચ્ચાંઓને આ કષ્ટ વેઠવો પડતે નહિ. કબીર સાહેબની કહેવત છે કે

**દોહરો.**

"કાલ કહે મેં કાલ કરૂં, આગે વીસમી કાલ,
દો કાલકે બીચ કાલ હય, શકે તો આજ સંભાળ."

એટલે કે આજે જે થતું હોય તે આવતી કાલપર નાં છોડો.

મનુષ્ય ભુલને પાત્રજ છે. હવે જે ચીજ બની તે બની ગઇ, તેની ઉપર વધુ વીલાપ નહિ કરતા, મારી પોતાની ફરજ અદા કરૂં છું.

(રતી, નરીમાન આવે છે, પછી થોડે વારે શીરીન ને સોરાબ સાથે આવી મેહેરવાનજી, તેહેમીનાને નમન કરી, સધાં સ્નેહીઓને ભેટી ને બેસે છે.)

**મેહેરવાનજી**—(જોડું સાંધી આપતાં) તમો બંનેને મારા આશીર્વાદ એ છે કે, તમો વહાલાંઓને ખોદા પહેલશે તંદરૌસ્તીનું સુખ બક્ષે. બીજું તમારે કુદરતના કાયદાઓને માન આપી નીતી રીતીમાન રહી, પ્રમાણીકપણે વસી ગરીબો તરફ કાળજી બતલાવવી; ખાવાપીવામાં અને ફરવા હરવામાં મોજમજાહ નહિ સમજી, આબરૂ, ઇજ્જત માટે દરેક રીતની તકલીફ ઉઠાવી, તમારા સંસારને સુખી આબાદી કરજો ! એવી મારી દુવાઓ તમો મારા ફરઝંદોને આમીન થાય !

**સર્વે જણા**—આમીન ! આમીન ! ! આમીન ! ! !

**ફીરોઝબખ્ત**—(ગાયે છે.)

ગાયન ૨૦ મું.

**નરીમાન**—સાહેબ, આપણા નોકરો કાવશ શેઠને સ્તેશન ઉપરથી પકડી લાવ્યા છે.

**મેહેરવાનજી**—એને અહિંયા લઇ આવો.

(કાવશને બાજુમાંથી પકડી બે જણા લાવે છે.)

**મેહેરવાનજી**—કેમ ? મારા ચોર પરોહનાં ! તમે ધરાયા કે ? કેમ હજુન કંઇ કરવાનું બાકી રહ્યું છે.?

**કાવશ**—(શરમીંડો લાચાર બની સમજે છે.)

**મેહેરવાનજી**—આ તારા શું અવતાર ? તું વારે ઘડીએ મને શું કહેતો હતો કે......હું વફાદાર અને અક્કલમંદ છું.

**નરીમાન**—(મશ્કેરી કરી) હા, એના મોઢાંપર તો ખુલ્લાં વફાદારી ને અક્કલમંદીનાજ છાપો દીસે છે.

**મેહેરવાનજી**—બસ ! નીચ બાબદ પૈસા ! તેને ખાતર, તેં આ બધું કીધું ?

**નરીમાન**—(કાવશ આગળ ઉભો થઇ.) બાપા ! પૈસા આજે છે ને કાલે નહી ! તે કોઇ પોતાની છાતીએ બાંધી સાથે લઈ જતું

નથી, ને.....તું કાંય એમ અમસ્થો પૈસાને ખાતર હાર...

**પાહલી**—(નરીમાનને હાથ મારી બેસાડી દેતાં) મોટા મનીખની વચ્ચે નહિ બોલ્યે.

**મેહેરવાનજી**—બેટા! પવિત્ર જીંદગી ગુજારવાની કોશેશ કર. તેં, જે સીતમ માહરા બચ્ચાંઓપર કીધોછ, તે માટે તું પાપી ગુન્હેગાર થરીયો છે........

**નરીમાન**—(વચ્ચે) મારા શેઠ, બાઇમાં સંકટ ને આફત ખમવાની શક્તી છે, તેમજ માફ કરવાનું મોટું દીલ છે, તેથી તુંને માફ કીધું છે. મારા બાપ! હું ને મારી રતી જેવા હતે તો......તારો દાળ ને રોટલો કરી આખ્ખો ખાઇ જતે.

**મેહેરવાનજી**—તેં ખુદાનો દર પણ કર્યો નહિ? ને આ કરપીન કામો એક જરથોસ્તી દાનેશમંદ બેટાએ કીધાંછ, એમ બોલવાને મારા દીલમાં કંમપારી છુટે છે.

**નરીમાન**—બાવા રે!.........એ તારી છાતી કે છાતો? હં...... છાતી કે પથ્થરરરર........?

**કાવશ**—(ગુન્હાનો પસ્તાવો કરતાં) બસ! બસ! હું તાણ્ણાં ..ટીકાથી વીંધાઇ ગયો છું. બસ! ખલાસ કરો!! માફ કરો!!! મને મુંબઇ જવા દેવ!!!!

**મેહેરવાનજી**—(આગળ જઇ) મુંબઇ જઇ શું કરશો? થોડો વખત મારી સાથે રહો, ને બીજા સારા દોસ્તોની દોસ્તી રાખો, માહરે તુંને અક્કલમંદ સ્યાનો, નીતીરીતીમાન બનાવવો છે, પછી મુંબઈ જજો.

**નરીમાન**—મુંબઇ જઇ વળી ત્યાં કોઇના ગળાં બળાં કાપી નાંખશે તો......પછીઇ......કાકાજી પાપનો ઘડો ફુત્યા વીના રહે નહિ. મુંગા મુંગા શેઠજી જે શીખવે તે સ્લેત ઉપર લખી, બરાબર ગોખી રાખી, ડાહ્યા થઇ, પછી મુંબઇ સીધારજો.

**ફીરોઝબખ્ત**—આફ્રીન છે! આફ્રીન છે!! આપણા મેહેરવાનજી શેઠને! કાવશે આટલો મોટો ગુનાહ કીધો, તે માટે એની ઘણી ખરાબ દશા થવી જોઇએ; પ.........ણ તે...ને બદલે, એના ગુનાહઓ માફ કરી પોતાની સાથે રાખવાનું જે હાતમદીલ બતલાવીઉછ, એ, એક ખરેખર ફરેસ્તાઇ ખસલતનો પુરાવો છે.

**સર્વે જણા**—( આફ્રીન કરે છે. )

**તેહેમીના**—કાવશ દીકરા! તું જાણેછ કે એક ખરો જરથોસ્તી દીકરો કેવો હોવો જોઇએ? એક બેટો કે જે અહુરમઝદ તરફની ફરજો ભુલી નહિ જાય, તો, તેના પર તે કીરતારના હજારો, હજાર સુખના વરસાદ, તનની તંદરોસ્તી, દીલનો આરામ, સુખી સંસાર, અને ખપ જોગી દૌલત વગેરે આપણા જરથોસ્તી બેટાઓને આ સર્વે સફળ થઇ મળે છે.

**સર્વે જણા**—( તાલીઓ. )

**કાવશ**—(મનમાં, પસતાઇને.) અફસોસ! મને આગળ કેમ નહિ સુજ પડયું?

**નરીમાન**—પ્યારા ભાઇઇ! અફસોસ શા માટે કરે છે?
તું જો પવીત્ર થઇ, આ પૃથ્વી ઉપરના પ્રાણીઓપર દયા રાખે, તેમ......જ પારકી સ્ત્રીને તું મા બહેન સમાન ગણે, તો તુને જરૂર શાંતી મળશે, ને તું કદી અફસોસ કરશે નહિ. (બધાંને ધામેથી)......હાઉ! ખરૂં છેની?

**કાવશ**—(સોરાબને) ભાઇ, હવે મારી આંખ ઉઘડી છે, માટે મેં જે કંઇ તારી સાથે ઉધુંચતું કીધું તે, મને ખરા દીલથી માફ કર.

**સોરાબ**—એક ઇનશાન જાત, ઇનસાનને માફ નહિ કરે તો બીજા કોણને કરે? હવે પછીથી તું તારી પાપી મનની લાલચોને વશ કરતાં શીખજે, તો આ અવતારમાંથી છુટશે. અને કોઇની પણ માફી માંગવાની તુને જરૂર રહેશે નહિ. ભાઇ! આપણે કોણ છીએ? આ દુન્યામાં ખોદાતાલાના હુકમથી ફરજો બજાવા આવેલા, તે કીરતારના નોકર છીએ એ તારે હમેશાં યાદ રાખવું જોઇએ.

**કાવશ**—(શીરીનને ધુજતે સાદે) ઓ! ખાલેશ દીલના! હદબહાર નીરદોષ બહેન! મેં ખચીતજ તમોને દુઃખની ખાઇમાં નાખ્યાં હતા, તે માટે હું પસ્તાઉં છું અને તમારી માફીનો તલબગાર છું.

**શીરીન**—મારૂં પાકીજેહ નીરદોષપણું તમે ઘણા કઢંગા આકારમાં લાવી મુકતે. પ...ણ અહુરમઝદની મદદથી તેમજ આ જેહાનના પેદા કરનાર માલીકે, મારી ઉપર મહેરબાની કરી મારા

આંખોના નુરને બચાવી, મને પાક રાખી, મારા કામમાં ફત્તેહ બક્ષી છે, તેથી હું પ...ણ તમોને જરા પણ આંચકી વગર માફી બક્ષું છું.

મેહેરબાનુ—(તેહેમીના-મેહેરવાનજી તરફ હાથ બતલાવી) જેનું નામ સખાવત, તે ખરી સખાવત આ છે. કે આટલા બધા ગુન્હા છતાં થમે કાવશને માફ કીધા થી થમારા આ કામ ખુદાજી જોઇ ખુશ થઇ ગીયાછ. (સોરાબને તેહેમીના મેહેરવાનજી આગળ લઇ જઇ) તેથી થમારો ધીકરો જે ઘણાં વરસની વાત ઉપર ગુમઇ ગયા હતા, તે થમારા થકદીરે આજે ઘણે વરસે પાછા થમારા પાસામાં આયાછ.

સર્વે જણા—(ઘણુાજ અજબ થઇ, ચોંકીને મેહેરબાનુને જુએ છે.)

તેહેમીના }
મેહેરવાનજી } (ઘણુંાજ વહાલથી ભેટતા) શું હમારો દીકરો સોરાબ જીવતો છે?

સોરાબ—આ શું ઘોંટાલો ?

મેહેરબાનુ—ધીકરાજી એ ઘોંટાલા નથી એ થમારા તકદીરનો તૉર છે. (સોરાબના કમ્મરના પટામાંથી એક નાનું ખંજર ખેંચી કાઢી) જુઓ આ ખંજર, મેહેરવાનજી શેઠ, તારાજ છેની? બીજા ઘધાની એના જમના હાથની બાજુપર લીલા તલ ઉતાં તેભી છે.

મેહેરવાનજી—(ખંજર તપાસતા) હા! આ ખંજર મારૂંજ છે! અને તલની નીશાની પણ બરાબર છે. જ્યારે એ નાનો હતો ત્યારે બગીચામાં મારૂં ખંજર લઇ રમતો હતો, તેટલા ઓચીંતો મારો દીકરો ગુમ થઇ ગીયો. ઘણીબી સોધ ખોળ કરી પણ ફોકત ને આજ દીન સુધી હમો નાચાર થઇ વીલાપ કરતાં બેઠા હતા. (કપાલ ઉપર આંગળી મુંકી) તકદીર, તકદીર (સોરાબને ગળે લગાડતાં) તકદીરે આજે હમોને સાથે મેળવી આપી પોતાનો તૉર બતાવ્યો છે.

સોરાબ—(જોશમાં ભેટતા) ઓ! માતા! ને વહાલા બાવાજી! હું પણ મારા ખરાં જીગર જાનથી તમોને જોવાને તલખી રહ્યો હતો. આજે મારા તકદીર ફર્યાં કે મારે માથે વાસે (શીરીનને બાજુમાં લઇ) તમો ત્રણ, ત્રણ વહાલાઓ મારી બાજુમા અને દરેક રીતમાં હીંમત, ધીરજ વગેરે આપવાને મલ્યાછ, જેને માટે હું ખોદાતાલાનો હજારો હજાર શુકરાનાં કરૂંછ.

**નરીમાન**—થ્રી ચીયરસ ફોર મી૦ સોરાબશાહ ને શીરીનબાનુ ! (બોલો) હેપ ! હેપ !! હેપ !!!

**સર્વે જણા**—હુર્રે......

**મેહેરવાનજી**—શીરીનના માત, પીતા અને મારા સોરાબના ધર્મ પીતા એઓના લગનમાં ભાગ લઇ શકયા નથી. તેમજ આપણે ઘણો લાંબો વખત થયો, આપણા પ્યારા ઇરાન વતનમાં ગયાં નથી તેથી માહરો વાચાર એક, બે દીવસમાં સર્વે બચ્ચાંઓને લઇ, ઇરાન ભુમી તરફ જવાનો છે.

**નરીમાન**—(ખુરશી ઉપર ઉભો રહી લેકચર આપતાં) લગનમાં આવનાર મહેરબાન બાનુઓ ને ગ્રહસ્થો, તમો જાણો છો તેમ હવે ઇરાન જવાનું ગાડીભાડું તો ઘણુંજ પુષ્કળ, એકદમ સસ્તું થયુંછ, તો તમે લોકો પણ ઇરાન જવાની કંઇ ઉલત બતલાવશો.

**પાહલી**—(બુમ પાડી) તો તું તારી બાયડીને લઇને પહેલે જા. પછી હમે આવશું.

**નરીમાન**—મેજર, પાહલીબા ! બા..........બા.......મને તો...... બા......દરીયો લાગેછ, ને મારી એક પુરી રતી ધણીયાણીને ત્રેન લાગેછ, તે શું અહિયાં વેરથી હમે ઇરાન ચાલતા જઈએ ? એવી તમારી મરજી છે ! નહિ નહિ એમ તો ચાલીને નહિ જવાય. હવે તો આજ કાલમાં એરોપ્લેન ગલી ગલીએ ઉડશે, ત્યારે મેજર પાહલીબા, તમોબી પુતલીબાઇને લઇ આવજો, કે, બે કપલને માટે સીટસો રીઝવર્ડ કરાવ્યે કે બીજું કોઇ કુવારૂં કે રંડાયલું હડકું કુતરૂં આપણુને નડે નહિ. બસ, ફોર સીતર એરોપ્લેન આપણે વીલાતથી ડીરેકટ મંગાવશું. (ધીમ કરતો કુદકો મારી ઉતરી પડે છે.)

**ફીરોઝબખ્ત**—(ગાય છે.) ગાયન ૨૧ મું.

**સર્વેજણા**—(ખુશી મગનમાં વીદાય થાય છે.)

## ડ્રોપ.

